# રામાયણનો રસાત્મક સાર.



લેખક,

હરગોવિન્દ કાનજી ભટ્ટ.

[illegible]



સને ૧૯૧૫. પ્રથમાવૃત્તિ. પ્રત ૫૦૦





કીંમત રૂ. ૦—૪—૦ પોષ્ટેજ જુદું.

સૂચના:—શાળાઓ માટે ખાસ જુદા ભાવ.

પ્રકાશક રા. હરગોવિન્દ કાનજી ભટ્ટ.
ઠે. પરસોતમ માધવજી દયાળનો માળો જુની હનુમાન ગલ્લી મુંબઈ, ને
રા. મોતીલાલ શામળદાસે ધી યૂનિયન પ્રિન્ટીંગ પ્રેસ કું.
લીમીટેડમાં છાપ્યું. ટંકશાળ-અમદાવાદ.



# स्वर्गस्थ शेट मूळचंद स्वरूपचंद.

| जन्म, | अवसान, |
| --- | --- |
| वि स १९१३ ज्येष्ठ व [illegible]. | वि स १९६८ भाद्रपद शुद्ध १३ |

The Manoranjan Press, Bombay

# અર્પણપત્રિકા.

## સ્વ. શેઠ મૂળચંદ સ્વરૂપચંદ શાહ.

આપના અવસાન સમયની પવિત્ર આજ્ઞાને અનુસરી આપનાં
પત્ની "રામાયણનો રસાત્મક સાર" પ્રસિદ્ધ કરાવી કેટલેક
અંશે ઋણમુક્ત થાય છે. તેથી અને મારી મહેનતની કદર
જેટલે દરજ્જે સાક્ષરોએ કરી છે તેટલે દરજ્જે આપનાં
પત્નીએ પણ કદર કરી મારૂં પુસ્તક પ્રસિદ્ધિમાં
લાવવાને જે જે સહાય આપી છે, તેના
સ્મરણ તરીકે આ પવિત્ર પુસ્તકની
પ્રથમાવૃત્તિ સાથે આપનુ
નામ જોડુ છું.

લી. હરગોવિન્દ કાનજી ભટ્ટ.

# આદિ વચન.



રા. હરગોવિન્દ કાનજી ભટ્ટે પોતે રચેલા **"રામાયણના રસાત્મક સાર"** નું આદિવચન લખવાનું કાર્ય મ્હને સોંપ્યું છે અને તે બન્ધુકૃત્ય હું આનન્દથી કરૂં છું.

પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના કારોબારી મંડળે એક નવીન પણ પરિષદ્‌ના કાર્યપ્રદેશની દૃષ્ટિથી ચર્ચાસ્પદ પગલું લીધું હતું, અને તે નિબન્ધો તથા કાવ્યો માટે ઇનામો આપવાની યોજના હતી. તે યોજનાને અંગેની સ્પર્ધા આ કાવ્યની મૂળ પ્રેરક છે. લેખકની આ કૃતિ પ્રથમ સ્થાન મેળવી શકી ન હતી, છતાં ત્હેને પ્રકટ કરવાની લેખકને સ્વાભાવિક રીતે ઇચ્છા થઈ અને સ્વ૦ શેઠ મૂળચંદ સ્વરૂપચંદનાં વિધવાએ આર્થિક આશ્રય આપ્યાથી તે આચારમાં રૂપાન્તર પામી. પોતાનાં અવસાન પામેલાં સ્નેહીસંબંધીઓની ઉત્તરક્રિયાનો આ સ્તુત્ય પ્રકાર આપણા સમાજમાં સ્વીકારાય તો હાલના સાચા બ્રાહ્મણોનો યોગ્ય સત્કાર થાય અને આપણું સાહિત્ય પણ સમૃદ્ધ બને. પોતાના મૃત પતિના સ્મરણાર્થે આ કૃતિને પ્રકટ કરવાની અનુકૂળતા આપવા માટે ગ. સ્વ. કબલ બ્હેનને અભિનન્દન ઘટે છે.

"**રામાયણ**" એ આર્યોનું એક ઉત્તમ કાવ્ય છે એટલુંજ નહિ પરન્તુ શતકો થયાં આર્યોનાં જીવન રચનાર એક ઉત્તમ આદર્શ છે. એક સાહિત્યકૃતિ ઉત્તમ કાવ્યોની પંક્તિમાં મૂકાય એ તે કૃતિના લેખકનુ જેવું તેવું સદ્‌ભાગ્ય નથી; પરંતુ તેટલેથી ન અટકતાં તે કૃતિ આખી પ્રજાના પવિત્ર ધર્મગ્રન્થરૂપે ગણાય અને એક મૂલ્યવાનમાં

મૂલ્યવાન વારસારૂપે મનાય એ તો કોઈ વિરલ ધન્ય લેખકના ભાગ્યમાંજ હોઈ શકે. તેવું વિરલ ભાગ્ય " રામાયણ " ના લેખક વાલ્મીકિનુ અને " મહાભારત " ના લેખક વ્યાસનું છે. તે બે ગ્રન્થો અને તે બે લેખકોનાં સ્થાન આર્યપ્રજાની સમૃદ્ધિમાં અનુપમ છે.

આવા ધન્ય ગ્રન્થોનો આધાર લઈ અનેક કૃતિઓ રચાય એ સ્વાભાવિક છે. પ્રાચીન કાલથી તેવી કૃતિઓ રચાતી આવી છે અને હજી રચાયે જાયછે, પરન્તુ તેવી કૃતિઓના રચનારાઓને અતિ વિદિત વસ્તુને આકર્ષક રૂપમાં મૂકવાની મુશ્કેલી સ્વાભાવિક રીતે નડે છે. રામાયણનો આધાર લઇને કાલિદાસ અને ભવભૂતિ જેવા પ્રતિભાશાલી મહાકવિઓએ ' રઘુવંશ ' અને ' ઉત્તર રામચરિત ' જેવા ઉત્તમ પંક્તિના ગ્રન્થો લખ્યા છે. ' રઘુવંશ ' જેવો સફલ ગ્રન્થ રચનાર સમર્થ કવીશ્વર કાલિદાસ પણ તે ગ્રન્થના પ્રારમ્ભમાં કહે છેઃ—

क्व सूर्य प्रभवो वंशः क्व चाल्पविषया मतिः ।
तितीर्षु दुस्तरं मोहादुडुपेना स्मि सागरम् ॥

ક્યાં સૂર્યમાંથી પ્રભવેલો વંશ અને ક્યાં અલ્પવિષય વાળી (મ્હારી) મતિ? મોહાન્ધ બનેલો હુ દુસ્તર સાગરને ત્રાપાથી તરવા ઇચ્છા રાખું છુ.

જે પ્રદેશમાં કાલિદાસ જેવા પણ પ્રવેશ કરતાં સંકોચ પામે ત્યાં સામાન્ય મનુષ્યોનું શું કહેવું ?

આ ન્હાનકડી કૃતિના રચનારે કોઈ જાતની પ્રગલ્ભ મહત્વાકાંક્ષા

રાખી નથી. ત્હેમનો નમ્ર હેતુ રામાયણની પવિત્ર કથાનો સાદી અને પ્રવાહી કવિતામાં સાર આપવાનો માત્ર છે, અને તેવા હેતુથી પ્રેરાયલા પ્રયાસોમાં **આ કૃતિનો સફલતાના વર્ગમાં સમાવેશ થઈ શકે તેમ** છે. લેખકે રામાયણના વિશાલ પ્રદેશમાંથી વિષયો પસંદ કરવામાં સારી ઔચિત્ય બુદ્ધિ બતાવી છે, અને તે માટે ત્હેમને અભિનન્દન ઘટેછે. તે ઉપરાંત પસંદ કરેલા વિષયોના વર્ણનનુ માપ નક્કી કરવામાં ત્હેમણે સારી પ્રમાણબુદ્ધિ ( Sense of proportion ) બતાવી છે, અને તે માટે પણ ત્હેમને અભિનન્દન ઘટે છે. વિષયોની પસંદગી કરવામાં ઔચિત્યબુદ્ધિ અને ત્હેમનું વર્ણન કરવામાં પ્રમાણબુદ્ધિ આપણા લેખકોમાં દુર્ભાગ્યે જોઇએ તેટલી સામાન્ય હોતી નથી તેથી તે બન્નેનો સદ્‌ભાવ આ કૃતિના લેખકમાં વિશેષ પ્રશંસાને પાત્ર છે. પરન્તુ અનેક કવિઓની સમર્થ લેખિનીએ અમર કરેલા પ્રસંગોને અમર થઈ શકે તેવા રૂપમાં મૂર્તિમત કરવાની કલા લેખકે બતાવી નથી, જો કે ત્હેમનાં પ્રસંગવર્ણનો સાધારણ ભૂમિકાથી નીચે ઉતરતાં નથી એ ન્યાયની ખાતર કહેવું જોઇએ. ભાષા સાદી, પ્રવાહવાળી અને સાધારણ સંસ્કારવાળી છે. ક્લિષ્ટતાનો અને કૃત્રિમતાનો અભાવ એ સારી ભાષાની પ્રથમ આવશ્યકતા છે, અને આ બાબતમાં લેખક સંતોષ આપી શકે તેમ છે. છતાં ગુજરાતના જૂના કવિઓની અસંસ્કારિતાથી ભાષા સર્વાંશે મુક્ત નથી. 'વિઘ્રન' 'ગરૂતમ' 'થ્યો' 'ભરતખંડ' 'માયિક્' 'યમરાયા' 'નિરદય' એવા ભાષાશુદ્ધિ ઉપરના આઘાત અર્વાચીન સંસ્કારી વાચક સહી શકતો નથી. વૃત્તોની વિવિધતા પ્રશંસનીય છે, પરન્તુ હજી ત્હેમનાં નામ આપવાની જરૂર ન પડે એટલો બધો ત્હેમની સાથે આપણા વાચકવર્ગનો પરિચય વધ્યો નથી. માત્રા વગેરેમાં પણ સંશોધનની અપેક્ષા રહે છે. જીવનના અનુભવોને તથા અવલોકનોને સામાન્ય સત્યનું

સ્વરૂપ આપી હેમને સ્મરણીય પંક્તિઓમાં મૂર્તિમત કરવાની કલાની પ્રતીતિ જેટલે અંશે આવા બોધમય ચરિત્રમાં આશા રાખી શકાય તેટલે અંશે લેખક કરાવતા નથી. સંક્ષેપમાં, એકંદરે જોતાં ગુજરાતી ભાષામાં જે કાવ્યકૃતિઓ હાલમાં રચાય છે હેમાંની આ એક કૃતિ છે, અને હેમના ગુણો તથા દોષો બન્ને હેમાં નજરે પડે છે. તેવી કાવ્યકૃતિઓને જેવો આશ્રય સરકારનું કેળવણી ખાતું તથા લોકો આપે છે તેવા આશ્રયને માટે આ કૃતિ સર્વ રીતે પાત્ર છે. આશા છે કે લેખકને ઘટતો આશ્રય મળશે, અને તેથી ઉત્તેજન પામી આથી વધારે ઉચ્ચ પ્રતિની કૃતિઓ રચી તેઓ ગુજરાતી કાવ્યોના સાહિત્યમાં વૃદ્ધિ કરશે.

| | |
|---|---|
| આઇનાબાગ, ગિરગામ, | **ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.** |
| મુંબાઈ, તા. ૨૨–૧૦–૧૯૧૫ | બી. એ. એલ એલ. બી. |

# બે બોલ.

ત્રણે કાળમાં કલ્યાણ કરનારૂં પ્રભુ રામચંદ્રનું જે ચરિત્ર પવિત્ર મનાય છે તે ચરિત્ર લખવાનો—ગુણાનુવાદ ગાવાનો શુભ પ્રસંગ મને પ્રાપ્ત થયો એ હું મારૂં અહોભાગ્ય માનું છું.

આદિ કવિ વાલ્મીકિ પછી પણ સંસ્કૃત, પ્રાકૃત, અને ઇતર ભાષામાં અનેક "રામાયણો" રચાયાં છે. તોપણ **"સીતારામ"** એવાં પાત્રો છે કે, તેના ગુણાનુવાદ ગાવાના આનંદના પ્રવાહમાં લોકવર્ગ શુદ્ધભાવથી તણાયે જાય છે. "રામાયણ" ના પવિત્ર ઝરામાંથી સમર્થ કવિઓ સુધાપાન કર્યા છતાં પણ તૃપ્ત થયા નથી. એજ ઝરામાંથી ચંચુપાત કરવાની મેં હામ ભીડી છે અને સુધાપાન કરવા આપ સર્વેને હું સપ્રેમ આમંત્રણ કરૂં છું.

આ પુસ્તક લખવાનો સમય થોડો હતો, તેમજ મારા કવિ મિત્ર શ્રીયુત "લલિત"નો મને તા. ૧૨–૬–૧૪ નો પત્ર મળ્યો તે વખતે મારૂં શરીર પણ અનારોગ્ય હતું. તોપણ જે બન્યું છે તે લોક ચરણે ધરૂં છું...કેટલીક કૌટુમ્બિક અડચણો, જંજાળ, અને વ્યાવહારિક ઉપાધિને લીધે થોડીઘણી ભૂલો રહી ગઈ હશે. જે માટે સુજ્ઞ વાંચકો તરફથી યોગ્ય સૂચનાઓ મળેથી યથાશક્તિ આદર કરીશ.

આ પુસ્તક લખવામાં "વાલ્મીકિ રામાયણ" "ગુજરાતી પ્રેસનું ભાષાંતર", "ઉત્તરરામચરિત નાટક", "રઘુવંશ", R. C. Dutt કૃત "રામાયણ" વિ૦ પુસ્તકોનો આધાર લીધો છે, તેથી તે પુસ્તકોના વિદ્વાન કર્તાઓનો;

તથા આ પુસ્તક વાંચી જઈ પોતાના સ્વતંત્ર અભિપ્રાયો લખી મોકલવા જે જે વિદ્વાન મહાશયોએ શ્રમ લઈ ઉદારતા બતાવી છે તે વિદ્વાન મહાશયોનો તથા, શ્રીયુત ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા બી. એ. એલ એલ. બી. એ પોતાના અમૂલ્ય વખતનો ભોગ આપી આ પુસ્તક માટે "આદિવચન" લખી આપવા કૃપા બતાવી છે તેમનો;

તેમજ આ પુસ્તકનાં પ્રુફ તપાસવાની મદદ કરનાર મારા મિત્ર રા. ગુલાબરાય પ્રભુલાલ અતાણી (કે જેઓ મેસર્સ જી. રમણિક એન્ડ બ્રધર્સના નામથી છાપી આપવા વિ૦ નું કામ કરે છે) તથા અન્ય મદદ આપનાર મારા સ્નેહી રા. "પ્રવાસી" તથા રા. "અરૂણ" તથા મી૦ ગોવિંદજી નથુભાઇ મહેતા વિ૦ સર્વેનો હુ આ સ્થળે અંતઃકરણ પૂર્વક ઉપકાર માનુ છું.

છેવટે સ્વ૦ શેઠ મૂળચંદ સ્વરૂપચંદનાં પત્ની ગં. સ્વ૦ કબલ બેને પોતાના પતિની મૃત્યુ વખતની પવિત્ર આજ્ઞાને અનુસરી આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આર્થિક સહાય આપી છે તે બદલ તે બેનનો હુ મુક્ત કંઠે આભાર માનું છું.

જુની હનુમાન ગલ્લી ૬૨-૭૨<br>મુંબઇ પોષ્ટ નં. ૨<br>તા. ૧૮-૧૧-૧૫

**હરગોવિન્દ કાનજી ભટ્ટ.**

---

# સ્વ. શેઠ મૂળચંદ સ્વરૂપચંદનું જીવનચરિત્ર.



"Lives of great men all remind us,
We can make our lives sublime."
*"Longfellow."*

જીવનચરિત્રોમાં પ્રજાને રૂચિ નથી, અથવાતો સામગ્રીના અભાવે કરીને, યાતો આત્મજીવનના પ્રસંગો સ્વહસ્તે ટપકાવી લેવાની શૈલીના અભાવને લઇને, અથવા તો જીવનચરિત્રો કરતાં બિભત્સ નવલકથાઓ તરફ વાંચકવૃન્દની બલવત્તર અભિરૂચિને લઇને, અથવા ગમે તેવાં કારણોને લઇને ઉત્કૃષ્ટ જીવનચરિત્રો જોઇએ તેટલાં લખાયાં નથી. હિન્દની મોગલાઈ શહેનશાતના અરસામાં પ્રજા અસ્વસ્થ હતી. અને તેમાં પણ ખાસ કરીને હિન્દુ પ્રજા અસ્વસ્થ હતી. સાહિત્ય કરતાં સ્વરક્ષણુ તરફ વધારે દૃષ્ટિ ચોંટાડવી પડતી હતી. તે સત્ય છે પરંતુ, તે અરસા પછી પણુ શાન્તમય અને વધતા જતા પ્રગતિના વાતાવરણના સમયમાં પણુ જીવનચરિત્રોની ખોટ, સંખ્યા અને સાહિત્યમાં પુરી પાડે તેટલાં અને તેવાં જીવનચરિત્રો ઇતિહાસમાં નોંધાયાં હોય એ શંકાસ્પદ છે. ત્યારે દિલગીરી સાથે કહેવું પડે છે કે, જીવનચરિત્રના વિષયમાં યૂરોપ અમેરીકાદિક જેવા કેળવણીમાં આગળ વધેલ દેશો કરતાં આપણે હજી પછાત છીએ. હરકોઇ વ્યક્તિનું જીવનચરિત્ર લખતાં આ દેશમાં ઘણી ઘણી મુશ્કેલીઓનો કડવો અનુભવ કરવો પડે છે. આપણા દેશની આ વિષય પરત્વેની કેટલીક કઢંગી રીતભાતમાં વેળાસર સુધારો થવા જરૂર છે. બ્રહ્મચર્યવ્રતના માહાત્મ્ય અને ગૌરવનો વિજય ડંકો વગા-

કનાર, પ્રજાની ખરી શારીરિક ઉન્નતિનો આધાર, અને દરેક ઉન્નતિનું મૂળ બ્રહ્મચર્યવ્રતમાં છે, એવું અપૂર્વ દૃષ્ટાંત બેસાડનાર બ્રહ્મચારી ભીષ્મના સંપૂર્ણ ચરિત્ર માટે મહાભારતનાં છૂટાં છવાયાં પ્રકરણો ઉપરાંત પ્રજા પાસે શું સાધન છે ? આ અતિ મહત્વના પ્રશ્નનો ઉત્તર નકાર સિવાય બીજો કંઇ નથી. ત્યારે યૂરોપાદિક દેશોમાં સ્વહસ્તે લખાયલાં—લખી રાખેલ—જીવનચરિત્રો ઉપરાંત, પુત્ર પિતાનું જીવન પ્રકાશમાં લાવવામાં, મિત્ર એક કવિ મિત્રનું જીવન પ્રકાશમાં લાવવામાં, જે તત્પરતા દાખવે છે તે તત્પરતા અથવાતો, રાજ્યકાર્યમાં, સાંસારિક વિષયોમાં, સુધારાના વિષયોમાં, વિજ્ઞાનશાસ્ત્રમાં, શોધખોળમાં, નાટયભૂમિમાં, તથા રણસંગ્રામમાં પ્રસિદ્ધ થએલા, અગ્રગણ્ય બનેલા મહાપુરૂષોનાં જીવનચરિત્રો પાછળ, અથવા નાના જીવનમાંથી પણ કંઇ મોટું બનાવી આપવાના જે જે પ્રયાસો અન્ય દેશોમાં રાજ્ય અને પ્રજા ઉભયની સાહાય્યથી થાય છે; તેવા પ્રયત્નો અને તેવી સાહાય્યોનું આ દેશમાં કંઇપણ સ્મરણ કરી શકાય તેવું દૃષ્ટાંત છે ખરૂં ? આ કહેવું ભારતવાસી કોઇપણ બંધુને અને તેમાં પણ મુખ્યત્વે કરીને વિદ્વાનોને આક્ષેપ જેવું લાગશે, પરંતુ દરેક સુશિક્ષિત બંધુ આ વિષયમાં થોડો ઘણો પણ પ્રયત્ન કરવા તત્પર થાય, પ્રતિજ્ઞા કરે, એ હેતુથીજ આટલી નમ્ર સૂચના કરેલ છે.

લેખકો અને ધનિકો બંને અમર કીર્તિ મૂકતા ગયા છે. બંનેનો મુકાબલો કરવા બેસીએ તો મારા મત પ્રમાણે તો અલબત્ત લેખકનો જ ચઢીઆતો દરજ્જો આવશે. લૉર્ડ મેકૉલેએ પ્રધાન કરતાં ગ્રંથકાર તરીકેની પ્રસિદ્ધિ શ્રેષ્ઠ માની હતી. હર્બર્ટ સ્પેન્સર અને તેના સમયનોજ કાર્લાઇલ, એરીસ્ટોટલ, એમર્સન, અને ગુજરાતી હીરા કવિ નર્મદાશંકર, કવિ દલપતરામ, તથા સાક્ષરશ્રી ગોવર્દ્ધનરામભાઇ વિ. વિ. દાખલા તરીકે લઇએ તો લેખકનોજ કૈંક ઠીક દરજ્જો આવશે. આવા વિવાદ-

પ્રસ્ત વિષય પરત્વે માત્ર આટલુંજ બોલી ધનિકને લઇએ તો, ધનથી પણ અમર કીર્તિ પ્રાપ્ત કરનાર સ્વ. શેઠ પ્રેમચંદ રાયચંદ, ડૉ. સર રાસબીહારીઘોષ, પ્રખ્યાત આલફ્રેડ નોબલ ( Alfred Nobel ) અને Inter national association of recognised automobile clubs, તથા British Society of motor manufacturers, તથા American red cross Society, તથા Royal Society of Arts તથા French acadency of Science વિ. મંડળીઓ છે.

આ જીવનચરિત્રના નાયક એટલે દરજ્જે શક્તિવાન થયા નથી. તોપણ તેમણે જે કૈં કર્યું છે તેટલું પ્રસિદ્ધિમાં મૂકવાની તેમના કુટુંબની તિવ્ર ઇચ્છાથી આ જીવનચરિત્ર લખાયું છે. તેમના અવસાન પછી એક કુલિન વિધવા નાણુંનો સદુપયોગ કરે જાય છે. એ અત્યંત આનંદ પામવા જેવી વાત છે. પોતાના પતિના માટે બન્યું તેથી પણ વિશેષ કરવાની ઉત્કંઠાથી તેની વિધવાપત્નીએ ભાવથી જે જે કર્યું છે તે ધન્યવાદને પાત્ર છે. અન્ય શ્રીમંતો અને શ્રીમંત કુલિન સ્રીઓ આ સામાન્ય દ્રષ્ટાંતથી પોતાનાં નાણુંનો સદુપયોગ કરશે તો કેટલેક અંશે વાસ્તવિક ગણાશે.

મર્હુમ શેઠ મૂળચંદ સ્વરૂપચંદનો જન્મ સુરતમાં સં. ૧૯૧૬ ના જેઠ વદી ૨ ના દિવસે થયો હતો. એમના પિતાશ્રીનું નામ શેઠ સ્વરૂપચંદ નેમચંદ તથા માતુશ્રીનું નામ સુરજબાઇ હતું. જ્ઞાતે દશા ઓસવાળ વણિક જ્ઞાતિના હતા. માતાપિતા મૂળચંદશેઠની હયાતીમાંજ સંપૂર્ણ સુખ જોઇને ગુજરી ગયાં હતાં. શેઠ સ્વરૂપચંદની આર્થિક સ્થિતિ પ્રમાણમાં ઠીક હતી. માતાપિતાનો તેમના ઉપર ઘણોજ પ્રેમ હતો. પાંચ વર્ષની વયે તેમને નિશાળે ભણવા બેસાર્યા હતા. અભ્યા-

અને કેટલાક વિદ્યાર્થીઓ એક પ્રકારનો બોજો માને છે. અને ઘણાને તેથી આદત પડી જાય છે કે, નિયમિત રીતે નિશાળે જવાના બહાને કરીને ઘેરથી સ્લેટ પોથી લઇને નીકળે છે. અને પછી સ્કૂલમાં નહિ જતાં પોબાર ભણી જાય છે, મનમાનતી રીતે રખડે છે, પોતાની પંક્તિમાં ભળી જનાર સોબતીઓને એકઠા કરી સ્વચ્છંદી રમતો રમે છે; અને સ્કૂલથી છૂટવાનો સમય થાય ત્યારે સીધા ઘેર જાય છે. આ દોષમાંથી સ્વ. મૂળચંદ શેઠ કેટલેક અંશે મૂક્ત હતા. ક્લાસમાં માસ્તરની આમન્યા રાખવાની તેમની ખાસ ટેવ હતી. જો કે બાલ્યવયની ખાસીઅત પ્રમાણે કેટલીક ઉચ્છૃંખલ રીતભાતો હતી; પણ તે પોતાના કુટુંબના છોકરાઓ સાથેજ હતી. ભણવામાં તેમનું ખાસ લક્ષ હતું. પાંચધોરણ પૂરાં કર્યા પછી પોતાના ધંધામાં જોડવાની તેમના પિતાશ્રીની વૃત્તિ થવાથી પંદર સોળ વર્ષની ઉમરે એ વાત સ્વ. મૂળચંદ શેઠને કહી. અંગ્રેજી ભણવાનો પોતાનો વિચાર હતો. પણ માંડી વાળ્યો. લગભગ છએક માસ સૂધી દૂકાનનું કામકાજ કર્યા પછી અંગ્રેજી અભ્યાસ કરવા પાકો વિચાર થયો. આ વખતમાં અંગ્રેજી ભાષા ઉપર આપણા ગુજરાતીઓનો અત્યારના જેવો કાબુ નહતો, શહેરમાં અને તેમાં પણ જ્યાં હાઇસ્કૂલો અને કૉલેજો હતી ત્યાંની પ્રજા સમજતી કે રાજભાષા શિખવાની ખાસ જરૂર છે. સ્વરૂપચંદશેઠ જૂના વિચારના હોવાથી તેમણે તુરતમાં "હા" કહી નહિ. વ્યાપારી કેળવણી વિશેષ આપવી કે અંગ્રેજી કેળવણી. તેનો હજી નિર્ણય થયો નહતો. કુટુંબીઓ તો એમ જ કહેતા કે "ભણવું હોય તો ભલે ભણે" છેવટે કેટલાક દિવસો ગયા પછી અંગ્રેજી સ્કૂલમાં અભ્યાસ કરવા ગયા. સ્કૂલમાં કેમ અને ક્યાં સૂધી અભ્યાસ કર્યો, તથા ત્યાં આગળ, આગળ પડતો ભાગ કેમ ને કેટલો લીધો; તે ચોક્કસ ખબર મળી શકતા નથી. પણ તેમના

સગાઓના કહેવા ઉપરથી જણાય છે કે, અંગ્રેજી ત્રણ ચાર ધોરણ સુધીનું જ્ઞાન હતું. બુદ્ધિશાળી હોઇ ભણવામાં ચાલાક હતા, ઉપર નંબર રાખતા, અને બાલ્યકાળની રમતગમતમાં આગળ પડતો ભાગ લેતા. કુટુંબીક કેટલીક અડચણો, જંજાળ, અને કુટુંબમાં કેળવણીના ઓછા સંસ્કારના લીધે વધુ અંગ્રેજી ભણી શક્યા નહિ. માત્ર સામાન્ય અભ્યાસ કર્યા પછી અભ્યાસ બંધ થયો હતો. આપણા દેશજનોની એજ ખામી છે. વધુ ભણાવીને શું કરવું છે? આવો કઢંગો પ્રશ્ન કેળવણીના સંસ્કારી પુરૂષો સમક્ષ મૂકવામાં આવે છે. ત્યારે હસવું આવ્યા સિવાય બીજું કઇ થતું નથી. દરેક દેશના લોકોએ એટલું તો ચોક્કસ સમજવું જોઇએ કે, કેળવણી વિના એક વ્યક્તિનો, એક જ્ઞાતિનો, એક સમાજનો, કે એક સમસ્ત દેશનો કદિ પણ ઉદય થઇ શકવાનો નથી. એટલે કોઈ પણ વ્યક્તિ, જ્ઞાતિ, સમાજ, કે દેશના ઉદય માટે કેળવણીના ફેલાવાની સંપૂર્ણ જરૂર છે.

અભ્યાસ બંધ કર્યા પછી પાછા પોતાના પિતા સાથે દુકાને જવા લાગ્યા. પણ માત્ર થોડો વખતજ ચિત્ત લગાવીને દુકાને બેસતા. એમનું લગ્ન સુરત નિવાસી શેઠ નવલચંદ નાનચંદનાં પુત્રી બેન કબલબેન ( શેઠ પ્રેમચંદ રાયચંદનાં ભાણેજ ) ની સાથે સં. ૧૯૩૬ ની સાલમાં થયું. આ લગ્નથી કેક સમય બદલાયો હોય તેમ ભાન થવા લાગ્યું. અમો કોઇપણ રીતે પ્રસંશા કર્યા વિના માત્ર ટૂંકામાં એટલુંજ કહીશું કે, કબલબેનનાં પનોતાં પગલાં થયાં ત્યારથીજ એ ગૃહની દશા બદલાવા લાગી. ચાલુ ધંધામાં પણ સામાન્ય રીતે વધુ વધુ લાભ થવા લાગ્યો. ને પ્રતિકુળ સંયોગોના અનુકુળ સંયોગો થતા ગયા. ગં. સ્વ. કબલ બેન હાલ હયાત છે. તેનાથી થએલી સંતતીમાંના બંને પુત્રો બાલ્યવયમાં જ સ્વર્ગવાસી થયેલ છે. ગં. સ્વ. કબલબેન યથાશક્તિ

કઠિન વૈધવ્યવ્રત પાળી નિશદિન પતિભક્તિમાંજ તલ્લીન રહે છે. તેઓ સ્વ. કલાપીની નીચેની પંક્તિઓ વારંવાર ઉચ્ચારે છે કે—

" વ્હાલી બાળાં ! સહન કરવું એય છે એક લ્હાણું !
મ્હાણ્યું તેનું સ્મરણ કરવું એય છે એક લ્હાણું !
મૃત્યુ થાતાં ત્રપણ કરવું ઇષ્ટનું એય લ્હાણું !
આશા રાખી મરણ પછી ને જીવવું એય લ્હાણું !
છે વૈધવ્યે વધુ વિમલતા બ્હેન સૌભાગ્યથી કે,
છે ભક્તિમાં વધુ વિમલતા બ્હેન શૃંગારથી કે;
બાળાં ! ત્હારા મૃદુ હૃદયને ઓપ વૈધવ્ય આપી,
ઉંચે ઉંચે તુજ દિલ જશે લેઇ ધીમે ઉપાડી."

પતિની યાદગીરીમાં તેમના પતિનો એક ફોટો આસપાસ ભરત કામ કરીને " સ્ત્રીકળા કૌશલ્ય પ્રદર્શન " માં મૂકયો હતો. જે ફોટા માટે પ્રમાણપત્ર મેળવેલ છે. સિવાય પોતે " ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ "માં તથા " જૈન મહિલા સમાજ "માં સભાસદ છે. વૈધવ્ય પ્રાપ્ત થયા પછી સાદા વેશમાં, દેહદમનથી સર્વ પ્રકારના સંસર્ગથી મૂક્ત રહી પોતાનું જીવન વ્યતિત કરે છે. જે અમે અમારા ખાસ અનુભવથી લખી અન્ય વિધવા બેનોને આ બેનનું અનુકરણ કરવા ભલામણ કરીએ છીએ...

માત્ર એકજ ધંધામાં બધાંએ સડયા કરવું, એ ભારતવર્ષનો હાલનો, પણ જરીપુરાણા જેવો રીવાજ મૂળચંદ શેઠને મન પસંદ ન હતો. જેથી તેઓ જુદી જુદી લાઇનનો અનુભવ લેવા લાગ્યા. પરાધીન થઈ જીવન ગાળવું તેના કરતાં સ્વતંત્ર રહેવું એ દરેક મનુષ્યને સુખકર્તા છે. જો આપણે દૃઢ શ્રદ્ધા પૂર્વક ઘેર બેઠાં સ્વતંત્ર ધંધો

કરવા ધારીએ તો તેનાં સાધનો શોધવાં એ કંઈ વિશેષ અગવડ જેવું કે, વધુ હાનીકર્તા નથી. બાકી આપણે પોતેજ પરાધીન થવા તૈયાર થઇએ તો આપણને કોઇ અટકાવશે નહિ. એવો સંસારીઓનો નિયમ થઇ ગયો છે. નોકરી કરીને પેટ ભરવું એ એક સામાન્ય રૂઢી થઇ ગઇ છે. પરાધીન થવા શા માટે તત્પર થવું? અમુક ધધાને આપણે તિરસ્કાર આપીએ છીએ એ આપણી પહેલી ભૂલ અને મોટી ખામી છે. આ પ્રમાણે ભારતવર્ષમાં અગાઉ નહોતું, ને હાલ કેળવણીમાં આગળ વધેલ દેશમાં એવું નથી. એક પિતાના ચાર પુત્રમાં એક સરાફ બને, બીજો સરકારી (હોદ્દાની) નોકરી કરે, ત્રીજો દરજીનું કામ કરે, અને ચોથો ગાંધી બને તો ત્યાં તેની કોઇ ચર્ચા પણ કરતું નથી. પરંતુ હાલ આપણા દેશમાં તો તેનાથી ઉલટું છે, ગાંધીનો દીકરો તે ગાંધી, અને મોચીનો દીકરો તે મોચી. સિવાય બીજી જાતથી બીજો ધધો થઇ શકે નહિ. એ આપણા દેશનો સર્વમાન્ય રિવાજ છે. ત્યારે હવે બધાને એકજ ધંધામાં કલકત્તાના Black Hall ની માફક અંધારામાં–હરિફાઈમાં ચગદાઇ મરવું એમજ ન્યાય થયોને? અને જો હિણપનો ધંધો કહેવાય એવો ધંધો ન થઈ શકે તેમ હોય તો તમામ એલ. એલ. બી કે બેરીસ્ટર થાય તેવી આપણા દેશજનોની શારીરિક ને આર્થિક સ્થિતિ છે કે નહિ? એ પ્રથમ પ્રશ્ન છે.

દુકાન ઉપર તો પહેલેથીજ સાધારણ ભાવ હતો. એટલે તે ભાવમાંજ આઠ દશ માસ પસાર થઇ ગયા. એ અરસામાં સ્વ. શેઠ પ્રેમચંદ રાયચંદે મુબઈ બોલાવ્યા. મુંબઈ આવ્યા, ને શેર બજારમાં જતા આવતા થયા. આ સ્થળે સ્વ. શેઠ પ્રેમચંદ રાયચંદનું ઓળખાણ આપવું જરૂરનું છે પણ એ મહાન્ નરના માટે જગત્ એટલું બધું જાણે છે કે, અત્રે જે કહેવું તે સોનાને ઢુંસ દેવા બરાબર છે.

એટલે અમો મી૦ ડી. ઇ. વાચ્છાના શબ્દોમાં જ કહીશું કે:—
"Not only was he the Prince of Stock brokers. He was also the Nepoleon of the Bombay financial speculation which put for him would never have assumed those giddy proportions that it did." આ પ્રતિભાવાન પુરૂષની સાથે રહીને સં. ૧૯૩૬ સને ૧૮૮૦ની સાલથી કામકાજની શરૂઆત કરી. પ્રથમ તો સોદા કેમ થાય છે, અને તેમાં પણ ખરીદાય છે કેમ, અને વેચાય છે કેમ; એ માહિતી સ્વ૦ પ્રેમચંદ શેઠે આપી. ત્યારપછી બજારની તેજી મંદીની સમજુતી આપી. ઉપરાંત બજારના ભવિષ્યવેત્તા તરીકે કેટલોક અનુભવ આપ્યો. અને તે વિચારો ઉપર ઉહાપોહ કરવાનું કામ શરૂ રાખ્યું. કામકામને શિખવે છે. એક વર્ષની અંદરતો સંપૂર્ણ કામકાજનો અનુભવ થઇ ગયો. અને શક્તિ તથા અનુભવના લીધે સ્વ. શેઠ પ્રેમચંદ રાયચંદની આજ્ઞાથી પોતાનું કામકાજ કરવા લાગ્યા. શેર-બજારની લાઇનમાં તેમને દિન પ્રતિદિન લાભ થતો ગયો. યશ, આબરૂ ને ધનની વૃદ્ધિ થવા લાગી. એટલે આ ધંધામાંજ સારો પૈસો પેદા કરી લીધો, એક ઇંગ્રેજ કવિ કહે છે કે "Fortune brings in some books that are not steered."...શેરબજારમાં સં. ૧૯૬૬ની સાલ સુધી કામકાજ કર્યું ત્યાં સુધીની એમની કારકીર્દિ વિગતવાર લખાઇ નથી. **અલબત્ત આ વિષય વિસ્તારથી લખવાની અમારી ફરજ છે ખરી, પણ હકીકતના અભાવે એમ બની શક્યું નથી.** સં. ૧૯૬૭ની સાલથી અમેરીકન રૂ લાઇનમાં કામકાજની શરૂઆત કરી જે ધંધો તેમણે અંતકાળ સુધી કર્યો હતો. આ ધંધામાં પણ ઠીક પેદા કર્યું હતું.

દરેક વ્યકિતને વ્યાપાર વિષયમાં ઘણીવેળા અનેક પ્રકારની મુશ્કેલીઓ આવ્યા કરે છે. તેમાં જો કુનેહથી કામ લેવામાં આવતું નથી તો ગંભીર ને અનિષ્ટ પરિણામો આવી જાય છે. એકાદ બે વેળા સ્વ. શેઠ મૂળચંદને પણ આવા વિકટ પ્રસંગો આવેલા. આ વિષયમાં તેમના એક નજીકના સગા પાસેથી અમોને હમણાંજ ચોક્કસ ખબર મળે છે કે, " તે વખતે તેમનાં સદ્દગુણી પત્નીએ યોગ્ય હિંમત અને પોતાના અલકારો વડે યોગ્ય મદદ આપી હતી; અને આંટને જરાપણ ધક્કો લાગવા દીધો નહતો. " શેકસપિયર સત્ય કહે છે કે:— " Come what come may, Time and the hours runs through the roughtest day. " શરીરની શોભા કરતાં ઇજતની વધુ શોભા સમજનાર—અને તે પણ વિકટ પ્રસંગમાં—સ્ત્રીઓની આપણા વ્યાપારી બંધુઓઓને અતિશય જરૂર છે. કોઇપણ સમયમાં સ્ત્રીઓના સ્વભાવ માટે કંઇપણ લખવું એ સ્ત્રી જાતિની કુથલી કરવા જેવું છે. કારણકે આ વિષય પરત્વે જગતજનોને કંઇ-પણ નવું જાણવાનું મળી શકશે નહિ. સ્ત્રી સ્વભાવમાં " સ્ત્રી હઠ " પ્રખ્યાત છે. આ વિષય ઉપર વિદ્વાનોએ સખ્ત શબ્દોથી ટીકા કરેલી છે; એટલે વિશેષ કહેવાની જરૂર રહેતી નથી. કેટલીક સંસ્કારી બેનોના જીવનમાં એવા પ્રસંગો પણ વ્યતિત થઇ ગયા છે કે, આપણા સ્ત્રી વર્ગ ઉપર ટીકા કરવાનો આપણને જૂજ અવકાશ રહે છે. તોપણ હાલના સમયમાં સંપૂર્ણ સંસ્કારવાળી સ્ત્રીઓની આપણા દેશજનોને જરૂર છે એમાં તો શક નથી. આ સ્થળે કહેવાની લાગણી થઇ આવે છે કે, કમલબેનમાં કેળવણીના જે સંસ્કારો છે તે સંસ્કારો તેમનાં માતુશ્રી જડાવબાઇ તરફથી પડેલા હતા. બેશક આવી ગૃહકેળવણી પ્રસંશાપાત્ર છે, અને આપણા ભારતવર્ષને આવી ગૃહકેળવણીનીજ જરૂર છે.

સ્વ. મૂળચંદ શેઠને ઘણા મિત્રો મળ્યા હશે; પણ છેવટ સૂધી ખરી મિત્રતા સાચવી રાખનાર શેઠ દીપચંદ ન્યાલચંદ, અને શેઠ લાલજી લધા હતા. નાશીકમાં પોતે કોઇ કલબમાં જોડાયા હતા, ને ત્યાં વર્ષમાં અમુક વખતે જતા. એમ એમનાં પત્ની તરફથી કહેવામાં આવે છે. આ વિશે વિશેષ ખબર પુરી પાડવા શેઠ દીપચંદ ન્યાલચંદને અમોએ વિનતિ કરી હતી, છતાં તેમના તરફથી કશીપણ હકિકત મળી નથી. દિલગીર થવા જેવી વાત છે કે આપણા દેશમાં આ વિષય પરત્વે અમોએ આગળ કહ્યું છે તેમ ગમે તે કારણે ઓછુ લક્ષ અપાય છે.

સ્વ. મૂળચંદશેઠ પોતે સંપત્તિવાન થવાથી અને પોતાના નાના ભાઈ ગુજરી જવાથી વડીલોપાર્જિત મિલ્કત હતી તે પોતાની બેન દિલકુંવરને આપી દીધી. દિલકુંવર હાલ હયાત છે. વ્યવહારિક તથા ધાર્મિક બાબતમાં જે ખર્ચ કર્યો છે તે આપકમાઇથીજ કર્યો છે. ગમે તે વખતે તેણે પોતાનું સુખદુઃખ બીજા પાસે ગાયું નથી. અન્યનું દુઃખ દેખી તેમાં ભાગ લેતા; અને બનતી સાહાય્ય કરતા. એક વખત તેમને અસાધારણ વિકટ પ્રસંગમાંથી પસાર થવું પડ્યું હતું. છતાં તે વખતે તેના મુખ ઉપર લેશમાત્ર ચિંતાની છાયા જણાતી નહોતી. શત્રુ, સંબંધી, મિત્રો તમામને સમભાવથી જોતા, અને "સર્વનાકલ્યાણમાં પોતાનું કલ્યાણ છે" આ સૂત્રથી પોતે રહેતા. અન્ય સગાઓની મદદની કદિ આશા રાખી નહોતી. જેમ પોતાનાં તરફ તેમને હરહમેશ સદ્‌ભાવ રહેતો, તેમ પરાયા તરફ પણ તેવોજ સદ્‌ભાવ રાખતા. પોતાનાં નાણાંનો કેમ સદુપયોગ થાય એ તેમની ખાસ ઇચ્છા હતી. ગરીબ વિદ્યાર્થીઓને અનેકવેળા છૂટક છૂટક પુસ્તકો અપાવેલાં તેમજ ઘણા વિદ્યાર્થીઓને સ્કૂલફી ચોપડીઓ વિ૰ ની વારંવાર મદદ

આપેલી હતી. દેવદરશન તથા ધર્મ ઉપર સંપૂર્ણ શ્રદ્ધા હતી. બાલ્ય કાળમાંજ આંબેલની ઓળી કરી હતી.

તેમના જીવનમાં એક વધુ પ્રસંગનો—શુભ કાર્યનો-ઉમેરો કરવા જેવી વાત અમોને મળી આવે છે. અને તે એ કે, કમલબેનની ભત્રીજી સૌ. બેન કળાવતીને બાલ્યકાળથી ઉછેરી મોટી કરીને કન્યા-દાન પોતેજ આપેલું હતું. સૌ. બેન કળાવતી પોતાની નોંધપોથી-માંથી અમોને વંચાવે છે કેઃ—" હું નવમાસની હતી ત્યારથીજ મારાં " ફઈબા તથા મારા ફુઆએ મને ઉછેરીને મોટી કરી છે. મારા ઉપર " તેમનો અગાધ પ્રેમ હતો. જે પ્રેમ માતૃપ્રેમ કરતાં પણ હું અધિક " કહીશ. તેમના પ્રેમનો, ઉદારતાનો, અને અન્ય સદ્‌ગુણોનો બદલો " મને ૧૭ વર્ષના સહવાસમાં મળ્યો છે. જેને હું લાખો અને કરો-" ડોની મિલ્કત કરતાં પણ વધુ ગણું છું......આભાર તળે દબાયલી " હું વધું શું કહું? ઘણું ઘણું બોલવાનું—ગુણ ગાવાનું મન થાય " છે......આજે સાસરે જતી વખતે ટુંકામાં જ કહું છું કેઃ—

" વંદુ હે જગનાથ તાત મનથી, શાન્તિ સદા આપજો,
ફુઆજી મુજ ફોઇ ન્યાયી મનના દુઃખો સહુ કાપજો;
કીધો છે ઉપકાર ફોઇ અતિશે ઉછેરી મોટી કરી,
માગુંછું આશિષ આજ હૈડે, આનંદ પ્રેમે ધરી."

વિ૦ વિ૦.

વિસ્તાર થઇ જવાના ભયથી માત્ર બેજ ફકરા લીધા છે.

સ્વ. ને જીંદગીના પાછલા ભાગમાં વિશેષ ઉપાધિ નહિ કરવા વિચારો થયા કરતા. અને તેથી ધંધા ઉપર ઓછું ધ્યાન આપવા લાગ્યા. ભવિષ્યની કોઇપણ પ્રકારની ઉપાધિ નહોતી. પોતાની હયાતી

સુધી સુખમાં દિવસો વ્યતિત કરી શકે તેટલે સુધી લક્ષ્મીદેવી પ્રસન્ન થયાં હતાં. હાલના મુબાઇગરાઓની માફક એમનું શરીર નરમ ગરમ રહેતું નહોતું. પણ કાયમના માટે રોગ રહિત હતું. વૈદ્ય કે ડોક્ટરનો જોઇએ તે કરતાં ઘણાજ ઓછો પ્રસંગ પડતો. કોઇ પણ પ્રકારની માંદગી હોય તો તો અનિષ્ટ પરિણામ આવવાનો ભય રહેને' પરંતુ જ્યાં રોગનું :ચિહ્ન નહિ ત્યાં શાનો ભય હોય ? છતાં પણ **न जाने जानकीनाथ प्रभाते किं भविष्यति.**

જે દિવસે મૃત્યુ થવાનું હતું તે દિવસ સં. ૧૯૬૮ના ભાદરવા સુદિ ૧૩ના રોજ સવારમાં વહેલા દંતધાવન, સ્નાનાદિ વિ૰ ક્રિયાથી, નિત્યકર્મથી, પરવારી દરરોજના કરતાં વધુ સમય ઇશ્વરસ્તવનમાં લીધો હતો. બાદ શાકભાજી લેવા તથા ધંધાર્થે ખાસ જરૂરી કામસર બહાર ગયા હતા. ૧૧ વાગે ઘેર આવતાં છાતીમાં સહેજ દુખાવાની અસર જણાઈ. તે દુખાવાની અસર એટલી વધી પડી કે ડૉક્ટરના ઉપાયોની પણ અસર થઇ નહિ. પાસે ઉભેલા ગમે તેવા પત્થર જેવા કઠણ હૃદયનાને પણ દયાની લાગણી થઇ આવ્યા વિના રહે નહિ. દુઃખ વધતું હતું, તેમ ઓછું પણ થતું હતું. સ્થિતિ આવી હતી. છતાં પણ બધી ઉપાધિથી જાણે મૂક્ત હોય તેમ પ્રભુનું નામ વારંવાર લેતા હતા, ને સમય મળવા પ્રમાણે આશ્વાસન આપે જતા હતા. પોતાને એમ ભાન થયું કે, આ સંસારમાં હવે રહેવાનો થોડોજ સમય છે. ત્યારે પોતાની પત્નીને પાસે બોલાવી કહ્યું કેઃ—

" જીંદગીભર તું સુખે રોટલો ખા તેટલું હું મૂકી જાઉં છું.
" તારે કોઇપાસે યાચના કરવાનો વખત આવશે નહિ. તારા ખરચ
" જોગ રાખી બાકીનાં નાણાંનો સદુપયોગ કરજે. હું જ્યાંથી આવ્યો

" હતો ત્યાં જાઉં છું. મારાં કરેલાં કૃત્યોનો હું મહાન્ ન્યાયાધીશને જવાબ
" આપીશ. એ મહાન્ ન્યાયાધીશ સમક્ષ તારે પણ એક દિવસ
" જવાબ દેવા આવવું પડશે; માટે યોગ્ય તૈયારીઓ કરી રાખજે."

બસ ! આટલું બોલતાં બોલતાં તેઓ અત્યંત શ્રમીત થયા. તેથી આગળ બોલી શક્યા નહિ. શ્વાસ રૂંધાયો, માથું નાખી દીધું, ને તેમનો આત્મા આ સંસારનાં ક્ષણિક સુખોનો સદાને માટે ત્યાગ કરી મહાન્ ન્યાયાધિશ પાસે ચાલ્યો ગયો.

જૈન ધર્મના નિયમ પ્રમાણે તેમના મર્ણ પછી ક્રિયાઓ કરી તેમનાં પત્નીએ પતિની આજ્ઞાનુસાર માંગરોલ જૈન સભામાં, સ્ત્રીશિક્ષણ શાળામાં, મુની મહારાજ મોહનલાલજી જૈનલાયબ્રેરીમાં, શ્રીસિદ્ધક્ષેત્ર જૈન બાળાશ્રમમાં, શ્રી જીવદયાની સંસ્થામાં, શ્રી ગોડીજી તથા શાંતીનાથજીના દેરાસરમાં, શ્રીજૈન પુસ્તકોદ્ધારના ફંડ ખાતામાં, તેમજ અન્ય લોકોપયોગી સંસ્થામાં સારી રકમો આપી છે ને હજી આપે જાય છે.

આનંદ પામવા જેવી વાત છે કે હજીપણ તેમનાં નાણાંનો સારી વ્યવસ્થા સાથે સદુપયોગ થાય છે. ત્યારે બીજી તરફથી ખેદ પામવા જેવી વાત છે કે તેમને સંતતી નથી.

ઇશ્વિર મર્હૂમ શેઠના આત્માને અખંડ અને અવિચળ શાન્તિ આપો. **અસ્તુ.**

| | |
|---|---|
| વિઠ્ઠલવાડી,—મુંબઇ,<br>તા. ૧લી જુલાઈ ૧૯૧૫. | ઉ. કા. ભટ્ટ. |

---

स्रग्धरावृत्तम्

"कल्याणानां निधानं कलिमलमथनं पावनं पावनानां ।
पाथेयं यन्मुमुक्षोः सपदि परपदप्राप्तये प्रस्थितस्य ॥
विश्रामस्थानमेकं कविवरवचसां जीवनं सज्जनानां ।
बीजं धर्म द्रुमस्य प्रभवतु भवतां भूतये राम नाम ॥"

## મુખ્ય મુખ્ય ભૂલોનું શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૫ | ૮ | સતી | સતી ના |
| ૪૩ | ૧૧ | જૃમ્ભકાસ્તેઅજીતેતા; | જૃમ્ભકાસ્ત્રોઅજીતતે; |

### જીવનચરિત્ર.

| | | | |
|---|---|---|---|
| ૮ | ૧૮ | Books | Boats |
| ૯ | ૯–૧૦ | Hours runs | Hour run |



## આ પુસ્તક વિષે વિદ્વાનોના મળેલા અભિપ્રાયો.

૧

શ્રીયુત રાવબહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી બી. એ.નો અભિપ્રાય.

તમારૂં કાવ્ય પૂરૂં વાંચી ગયો છું ને તેથી મને ઘણો આનન્દ થયો છે. કાવ્યમાં સરળતા ઘણી સારી છે ને **પ્રસાદ** એ કાવ્યનો મોટો ગુણ છે. ભિન્નભિન્ન વૃત્તોમાં રચેલું હોવાથી કાવ્ય સારૂં રસમય થયું છે ને છપાવશો તો **લોકપ્રિય** થશે એમ મને લાગે છે. એમાંનાં કેટલાંક પદ્યોથી મને ખાસ આનન્દ થયો છે.

**લિ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીના**

સુરત તા. ૧૧ મી જુન ૧૯૧૫. નમસ્કાર.

૨

શ્રીયુત રાવસાહેબ ગણપતરામ અનુપરામ ત્રવાડીનો અભિપ્રાય,

તમારો "રામાયણનો રસાત્મકસાર" મને તા. ૧૫ મીએ મળ્યો તેજ દિવસે તમારૂં તા. ૧૪ મીનું કાર્ડ પણ મળ્યું છે. સાહિત્યપરિષદ્ સમયે તમારૂં એ કાવ્ય આવેલું ત્યારથીજ મેં એ સાદ્યન્ત વાંચવા નિશ્ચય કર્યો હતો. આજ બુકપોષ્ટ પાછું મોકલું છું.

...તમારી રચના સરળ અને **લોકપ્રિય** થઈ પડશે. તમારી સ્વાભાવિક શક્તિ અને ઉત્સાહ જોઈ તમારા ભવિષ્યને માટે તમે એક રસિક કવિ રૂપે પ્રકાશશો એવી આશા રાખનાર,

**શુ. ગણપતરામ અનુપરામ ત્રવાડીના આશિષ્.**

સુરત તા. ૧૮–૭–૧૫ રવિવાર,

૩

શ્રીયુત છગનલાલ હરિલાલ પંડ્યા બી. એ. નો અભિપ્રાય,

આપના તરફથી "રામાયણનો રસાત્મકસાર" નામે કવિતામય લેખ પત્ર સહિત મળ્યો. તે વાંચી જોતાં મને તેની ભાષા ઘણી સરલ લાગી છે. ને આપની કવિતાશક્તિ પણ ઉચ્ચ પ્રકારની જણાય છે. તેથી આવા મહત્ પ્રયત્નમાં સફળતા પ્રાપ્ત કરી શક્યા છો. આપનું આ નાનકડું પુસ્તક શાળામાં અભ્યાસ કરનારા નાની ઉમરના વિદ્યાર્થીઓ પણ વિના શ્રમે વાંચીને સમજી શકે એમ છે. તેથી તેમને આખા રામાયણનો સાર થોડા વખતમાંજ જાણવામાં આવશે અને તેઓ આ લાભને માટે સદાકાળ આપના ઉપકૃત થશે.

આપણામાં મોટા મોટા ગ્રંથોના આવા આવા સાર પ્રસિદ્ધ થવાની બહુ જરૂર છે ને આપનો પ્રયાસ તેટલા માટેજ સ્તુતિપાત્ર છે.

**છગનલાલ હરિલાલ પંડ્યા.**
ચીફ એજ્યુકેશનલ ઓફીસર જુનાગઢ.

જુનાગઢ તા. ૧૦-૧૦-૧૫.

૪

શ્રીયુત કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા બી એ. નો અભિપ્રાય,

તમારો "રામાયણનો રસાત્મકસાર" અવલોકી **પ્રસન્નતા** થઇ છે. એ કૃતિ સરલ અને વિદ્યાર્થીઓને ઉપકારક થઇ પડે એવી છે.

**કૌશિકરામ વિ. મહેતા,**

ભાવનગર તા. ૨૨-૧૦-૧૫ ડીરેકટર ઑવ પબ્લીક ઇન્સ્ટ્રકશન
ભાવનગર સ્ટેટ.

૫

શ્રીયુત હિમ્મતલાલ ગણેશજી અંજારિયા એમ. એ. એલ એલ. બી. નો અભિપ્રાય

આપે લખેલ છે તેવા વાર્તારૂપ સારની ખરેખર ગુજરાતને બહુ જરૂર છે. આપના લખાણમાં સરલતા અને વિશદતાનાં બીજ ઘણા સારા પ્રમાણમાં મને માલમ પડયાં છે. આ પુસ્તક વિદ્યાર્થીઓને ઉપયોગી થઈ પડે તેવું છે.

**મુંબાઈ** તા. ૧-૧૧-૧૫. } **હિમ્મતલાલ ગણેશજી અંજારિયા,**
સુપ્રીન્ટેન્ડેન્ટ, મ્યુસિપાલ સ્કૂલ.

૬

શ્રીયુત પ્રો૦ કાન્તિલાલ છગનલાલ પંડયા એમ. એ. નો અભિપ્રાય.

રા. રા. હરગોવિન્દ કાનજી ભટ્ટે રચેલ "રામાયણનો રસાત્મક સાર" હુ વાંચી ગયો છું. રામાયણ જેવા વિશાળ ગ્રન્થનો હજાર-લીટીની અંદર "સાર" લખવો અને તે પણ "રસાત્મક" એ કાય કાંઈ બહુ સ્હેલુ નથી. અસંખ્ય રસમય પ્રસંગોથી ઉભરાતા આ મહા-કાવ્યનો સાર લખવા બેસનારને કોઇને કોઈ વાંચક જરૂર કહેશે કે ફલાણો પ્રસંગ ત્હમે વધારે પડતો ટુંકાવી નાંખ્યો છે, અથવા અમુક પ્રસંગ સારમાં આવવોજ જોઇએ છતાં ત્હમે તેને મૂકી દીધો છે. આ દોષમાંથી મુક્ત રહેવાને પ્રયાસ કરવા જતાં લેખક બીજા દોષમાં જઈ પડે એમ સંભવ છે, અને તે એ કે જેમ બને તેમ વધારે પ્રસંગો સાચવવા જતાં વર્ણનમાં અણઘટતી ત્વરા આવે અને રામાયણના મુખ્ય પ્રસંગો, જેના નિરુપણમાં લેખક પોતાની ખરી શક્તિ તેમજ ગ્રન્થની મુખ્ય ખૂબી પ્રકટ કરવાની સ્વાભાવિક અભિલાષા રાખે, તે પ્રસંગોને ઉચિત સ્થાન તથા ન્યાય મળતો નથી, એટલુંજ નહિ પણ

ઉતાવળા કથાપ્રવાહથી રસ પણ જામી શકતો નથી. આ બન્ને દોષોથી બચવું, એટલુંજ નહિ પણ બન્ને દષ્ટિઓથી કૃતિને ઉચિતને સુન્દર બનાવવી એ ઘણું કઠિણ કાર્ય છે. પરંતુ આવા રસાત્મકસારને તપાસવાનુ આ એક મુખ્ય ધોરણ છે. પ્રસ્તુત પુસ્તકમાં રા. હરગોવિન્દે શ્રેષ્ઠ રીતેતો નહિ પણ ઘણી સારી રીતે એ કઠિન કાર્ય કર્યું છે. અને ત્હેને પરિણામે, તેમજ એમની શૈલીની સાદાઈ, પ્રવાહ, અને **પ્રસાદને** લીધે **આખો લેખ રસ પડે તેવો સારો થયો છે.** હાલના કાળમાં જ્યારે લાંબાં મહાકાવ્યો વાંચવાને લોકોને નથી થતી ઇચ્છા કે નથી હોતી ફુરસદ, અને જ્યારે ટુંકી વાર્તાઓ, ટુંકા કાવ્યો, ટુંકા નિબન્ધો વધારે લોકપ્રિય થાય છે, ત્યારે આ "રસાત્મક સાર" વાંચકોને આનન્દ આપી, આપણી પ્રાચીન રાષ્ટ્રીય વિભૂતિરૂપ શ્રીરામ ચરિતને વિશેષ લોકગમ્ય તથા લોકપ્રિય કરવામાં સાહાય્ય આપશે એવી આશા છે.

સેન્ટ જોન્સ કૉલેજ<br>આગ્રા<br>તા. ૧૫-૧૧-૧૫ } કાન્તિલાલ છ. પંડયા.

૭

શ્રીયુત પ્રો. મૂલશંકર સુંદરજી દવે એમ. એ. નો અભિપ્રાય,

"રામાયણનો રસાત્મકસાર" મેં વાંચ્યો. ટુંકમાં ઘણો સાર સમાવેલો છે. ભાષા સાદી તેમજ સરલ છે. પુસ્તકોનાં મોટાં કદ જોઇને તથા સંસ્કૃતમય ભાષાથી અર્થને ઢાંકી દેવાથી વાંચન તરફ જે અરૂચિ લોકોને થાય છે તે આવીરીતે ધાર્મિક પુસ્તકો લખાવાથી થતી અટકશે; અને હિંદના સાહિત્યનાં ખરાં તત્વો લોકોના જીવનમાં સહેજ ઉતારી શકાશે. આ દૃષ્ટિએ જોતાં મી. ભટ્ટનો પ્રયાસ મને ઘણો **સ્તુત્ય** લાગે છે.

ખરા હીરાને સાત પડમાં સંતાડી લોકો પાસે ધરવા કરતાં, હલકી ધાતુઓ ઉપર ઢોળ ચડાવી લોકોની લાગણીઓ ઉશ્કેરવા કરતાં, અને

કપાળ ઉપર આંગળીઓ ફેરવી ફેરવી અર્થને ખેંચી કઢાવવા નકામી મહેનત આપવા કરતાં, આવા સાદા પ્રયાસોની, હાલની પ્રાથમિક કેળવણીની સ્થિતિ જોતાં હિંદુસ્થાનમાં ઘણીજ જરૂર છે. મૂળ અર્થના પ્રવાહની સાથે વાંચક વિના શ્રમે તણાય ત્યારેજ જીવનમાં તેનો સાર ઉતરી શકે એમ છે. આ પુસ્તકમાં આવો કંઇક ગુણ હોવાથી હું આશા રાખું છું કે મી. ભટ્ટના પ્રયાસની લોકો સારી કદર કરશે.

**મૂલશંકર સુંદરજી દવે,**
તા. ૨૩–૧૦–૧૫ કેમીસ્ટ્રીના પ્રોફેસર
સેન્ટ જોન્સ કૉલેજ—આગ્રા.

૮

શ્રીયુત "લલિત" તે જન્મશંકર મહાશંકર બૂચનો અભિપ્રાય.

સીતાને રામના સ્નેહજીવનની ઝલકનું ઝીલનાર રા. હરગોવિન્દનું હૃદય હોવાથી એમના આ કાવ્યના આંતર વિભાગમાં ઘણે સ્થળે મનોહર રસનિરૂપણ થયેલુ છે. ભક્ત કવિ તુલસીદાસજીએ કે ભવભૂતિએ ગાયેલ સીતાને રામનાં સ્નેહગીતનું રસમાધુર્ય આ કાવ્યને વિશેષ અવકાશે દૃષ્ટાને કલાધરની દૃષ્ટિએ તપાસી જવાથી તેમાંથી નિર્ઝરશે ને ગુજરાતને એક સુન્દર કાવ્યરત્ન પ્રાપ્ત થશે. કેમકે રા. હરગોવિન્દની કાવ્યકૃતિનું રસપાન આહ્લાદક નીવડયું છે. સાધુ કવિવર રવીન્દ્રનાથ ટાગોર કૃત મૂળ ગીતાંજલિનું પદ્યભાષાંતર સરલ બાનીમાં તેમણે ઉતાર્યું છે. તેમની ભાષા સરલ છે.

આપણા ભાવિ કવિજનોમાં રા. હરગોવિન્દ યોગ્ય સન્માનને કીર્તિ પામે એ શુભાશિષ્ છે.

વડોદરાને રાજવડલે, તા. ૧૫–૬–'૧૫ **લલિત.**

૯

ભાવનગર, પોરબંદર અને વાંકાનેરના રાજકવિ નથુરામ સુંદરજી શુક્લનો અભિપ્રાય.

આપનું બનાવેલ "રામાયણનો રસાત્મકસાર" નામનું પુસ્તક મને મળ્યું, વાંચી અતિ આનંદ થયો.

વિસ્તૃત વર્ણનમય ગ્રન્થોનું લઘુ આકારમાં ગુમ્ફન કરતાં રસના સ્વરૂપને અંકુર રૂપે જાળવી રાખવું એ એક વિકટ કામ છે. આપ આ ગ્રન્થમાં એ ખાતે ફત્તેહ પામ્યા છો.

વિશેષ ખુશી થવા જેવું તો એ છે કે અન્ય કવિઓની પેઠે આળ પંપાળ વિષયનું આલંબન નહીં કરતાં આપે રામ પરમાત્માના ગુણ ગાનમાં આપના કલિત કવનને સ્થાન આપ્યું છે. એક સાહિત્ય કાર કહે છે કે:—

उत्तम हरि लीला कथत, मध्यम नर गुण गान;

अधम छिद्र बरनन कथत, त्रिविधि कवि परमान.

ઇશ્વર યશવર્ણન કરનાર उत्तम कवि, નર યશના ગાનાર मध्यमकवि, અને છિદ્રવર્ણન કરનાર अधमकवि.

આપે આ ગ્રન્થમાં ઇશ્વર યશનું વ્હાલથી વર્ણન કરેલ છે તેથી આપ ઉત્તમ કવિ છો...ઇશ્વર આપને આવા સદુદ્યોગમાં સદાય પ્રવર્તાવે એવો આશીર્વાદ આપું છું.

અજર અમર અવિનાશી અજ, ઘટઘટ વ્યાપક રામ,
તેના ગુણ ગાયક તણો, નિત્ય દાસ नथुराम.

વાંકાનેર તા. ૧૫—૧૦—૧૯૧૫

## ૧૦

### શ્રીયુત "પ્રવાસી" તે રામશંકર સુંદરજી દવેનો અભિપ્રાય.

ભારતના ઉચ્ચ નીતિપૂર્ણ તથા બોધક સાહિત્યના અખૂટ ખજાનાનો પોપડો ઉકેલવાનો પ્રસંગ મારા સ્નેહી રા. હરગોવિન્દ કાનજી ભટ્ટને મળતાં "રામાયણનો રસાત્મકસાર" નામનું ટુંકું પણ બોધક કાવ્ય પ્રજા સમક્ષ મૂકાયુ છે. એક જુની વાત નવી ગુંથણીમાં ફરી ફરી મુકાય અને જગતને જાગ્રત કરવામાં આવે એ આવકારદાયક છે...બાલ, વૃદ્ધ, જ્ઞાની, અજ્ઞાની સહુ કોઈ રામાયણથી પરિચિત છે. બલ્કે જગતના કોઇપણ ખુણામાં રામાયણ જાણીતું છે. જુની વસ્તુ નવા સ્વરૂપમાં જગત્ તુરત ઉપાડી લે છે. પરતુ જાણીતી વસ્તુમાં ફરીથી પ્રેમ ઉત્પન્ન કરવો એ જરા કઠિન છે—જુનામાંથી નવું બતાવવું એ જરા મુશ્કેલ છે. આ કાવ્યના સંબંધમાં રા ભટ્ટે એ **સફળતા** મેળવી છે. ફૂલની માલામાં ગુલાબ ક્વચિત્ ક્વચિત્ અને થોડે થોડે અંતરે હોય તેમ ઇતિહાસરૂપી માળામાં બોધરૂપી ગુલાબ ગૂંથી રા. ભટ્ટે કાવ્યને સુંદર અને મોહક બનાવ્યું છે. માળા જેમ જેમ સુંઘીએ તેમ તેમ ગુલાબની સુગંધ બ્હેકતી માલુમ પડે છે. કાવ્ય ફરી ફરી વાંચતાં બોધ રૂપી ગુલાબની સુવાસ બ્હેકી નીકળે છે...આ પ્રમાણે કાવ્યની કેટલીક પંક્તિઓ સ્નેહાળ સંસ્કારી હૃદયને સારી છાપ પાડે છે. જેવી કે:—

" રંગે રંગે મધુર વચને ક્લેશ ઓછો કરીશું,
હોંશે હોંશે સહજ અદકાં કષ્ટ સર્વે સહીશું;
વ્હાલા સ્વામી ઋષિ સમૂહથી જ્ઞાનને મેળવીશું,
ને શક્તિથી સ્થિર મન કરી ધૈર્ય ધૂણી કરીશું. "

× × ×

" ગમે એવાં પડે કષ્ટો કદિ પ્રાણ જતાં રહે;
પ્રજાને રાખવી રાજી શ્રેષ્ઠ એ નૃપ ધર્મ છે.'

× × ×

" પ્રજાને ચાહે તે મમ પ્રિય પતિને કુશળ સૌ,
વૃતાંતોથી કહેજો **ગુણહીન** તજેલી વિસરજો,
પ્રણામો સ્વામીને સકળ પ્રિય માતા ચરણમાં,
અને ત્યાગી તો એ નિશદિન ભજું રામ વનમાં."

× × ×

" હર્ષાશ્રુથી પ્રભુ બંને પુત્રોને વળગી પડ્યા;
**વ્હાલ ને સ્નેહનાં હૈયાં રડીને હળવાં થયાં"**

× × ×

જગતજનો એમને સંપૂર્ણ ન્યાય આપશે એવી મારી સહૃ ઇચ્છા છે.

મુંબઇ તા. ૬–૭–૧૯૧૫

**પ્રવાસી.**

# रामायणनो रसात्मक सार.

## स्तुति.

જેણે જન્મ દઈ, શિશુવય વિશે પાળ્યો અતિ સ્નેહથી,
વેઠી કષ્ટ અપાર શોભિત કર્યો વિદ્યા અલંકારથી;
પૂર્યાં સર્વ મનોરથો હૃદયના જે શુદ્ધ પ્રેમી અહા !
વંદુ તે જનની ! અને જનક ! હું, આશિષ માટે સદા.

અબ્ધિ અને જગત તંત્ર સ્વહસ્ત રાખે,
ને સર્વને રસકસે નિશદિન પોષે;
જે સર્વથી અધિક શ્રેષ્ઠ ગણાય આપ,
તેને કરૂં પ્રથમ હું પ્રણયે પ્રણામ.

## रामजन्म.

હીરા રત્નોમય ઝળહળે નિર્મળી દિવ્ય શોભા,
જાણે બીજી અમરનગરી એક તે તો અયોધ્યા; ૧૦
ન્યાયે સત્યે દશરથ તહિં રાજ્ય દીપાવતા'તા,
તેજસ્વી તે રવિ સમ હતા સૂર્યવંશીય રાજા.

શ્રી, ધી, સાથે અતિશય સુખી, ને હતા ભાગ્યશાળી,
હ્રી, શ્રી, કીર્તિ, સમ [૧]ત્રણ હતી રાણીઓ કોમલાંગી;

---

૧ કૌશલ્યા, કૈકેયી. સુમિત્રા

અસ્ત્રે શસ્ત્રે કુશળ, સઘળી વાતનું સુખ તેને,
કિંતુ નિત્યે દિલગીર રહે ન્હોતું સંતાન તેને.

ઉનાળાના પ્રખર દિવસે કોઈ પંથી જઈને,
છાયાવાળા તરૂતળ રહી આશરો જેમ લે છે;
તેવી રાતે સુર, ઋષિ, મુનિ સૌ હરિ પાસ જાયે,
ને સ્તુતિથી અસુર દમતા તેહ પીડા જણાવે. ૨૦

સ્તુતિ સુણી ત્રિભુવન પતિ બોલતા શાન્ત વાણી,
" જન્મુ છું હું દશરથ ગૃહે દૈત્ય સંહાર કારી—
થાવા રક્ષા ઋષિ મુનિ તણી, ધર્મ ઉદ્ધારવાને,
ને દુષ્ટોની ઉર અધમતા દ્રઢથી ટાળવાને."

લાવીને શૃગ ઋષિને દશરથ કરતા યજ્ઞ ઉત્સાહ સાથે,
સ્નેહી રાજા હતા તે, દ્વિજવર, ઋષિઓ, વૈશ્ય સંઘોય આવે;
ઇંદ્રાદિ દેવતાને ઋષિજન ધરતા, ભાગ આવાહનેથી,
પુત્રેષ્ટિ યજ્ઞ પૂરો વિઘન હીન કર્યો કલ્પ સૂત્રો ભણાવી.

લાલ વસ્ત્રો અને ચક્ષુ, કૃષ્ણ વર્ણુ શરીરમાં,
યજ્ઞાંતે રાયને આવી [1]પાયસાન્ન દઈ ગયા. ૩૦

કૌશલ્યા કૈકયી, રાણી સુમિત્રા આ પ્રસાદીથી;
સીમંતિની ત્રણે થાતાં અંગ તેજ વધે અતિ.

પડ ઋતુ અને માસ બાર પૂર્ણ થયા પછી;
વિષ્ણુ અંશી પ્રભુ પોતેઃ જન્મ્યા શ્રી કમળાપતિઃ

---

૧ દૂધપાક અથવા ક્ષીર.

नवमी तिथि[1] मधु मास[2] पक्ष उज्वल अति राजत,
अभिजीत आनंद मध्य दिवस शुभ राजत;
शितळ मंद सुगंध वायु शुभ वहे नेता,
सुर संतनमे हर्ष अवधमें गृह गृह गीता;
बन बाग वाटीका कुसुम शुभ सरिता जलसुंदर बहे,
श्रीपति रघुकुलदीपफ तब रामचंद्र प्रभु अवतरे. ४०

हे छबी निज घनश्याम रुप अदभुत अपारी,
चार भुजा शिरछत्र काम कोटी जनुहारी;
कंठ बिश बनमाल उपमा केही बिधि कहावत,
मायातीत गोपाल रोममें बेद गावत,
भृकूटी केर कटाक्षमें जगपालत अरु लय करे,
श्रीपति रघुकुल दीपक तब रामचंद्र प्रभु अवतरे.

કૌશલ્યાને રામ, ભરત કૈકયીને જન્મ્યા;
શત્રુઘ્નને શેષ તણાં માતા સુ–મિત્રા.

## रामना क्षात्र संस्कार.

ચારે પુત્રો ઉપવીત લઇ શાસ્ત્રવિદ્યા ભણેલા,
તેજસ્વી તે દશરથ તનુ સૂર્યના બિમ્બ જેવા; ૫૦
યજ્ઞોમાં જે અસુર દમતા તેહનો નાશ થાવા,
વિશ્વામિત્રે દશરથ કને આવીને રામ માગ્યા.

"પુત્રોનો છે જરૂર ખપ ત્યાં" સત્ય કહ્યું વસિષ્ઠે,
" હા " પાડે છે દશરથ અતિ ખેદ સાથે ઋષિને;

૧ ચૈત્ર માસ. ૨ શુકલપક્ષ.

સૌમિત્રીને અધિક ગણુતા રામને મોકલાવે,
પુત્રો પ્રેમે ગદ્દગદ થઇ ભૂપતિ અશ્રુ લાવે.

જાતાં બંને પ્રખર રવિ જેવા અતિ શોભતા'તા,
સ્નેહે શિખ્યા અસુર હણુવા અસ્ત્ર ને શસ્ત્રવિદ્યા;
આજ્ઞા માની શર ગ્રહી હણ્યાં તાડિકા ને સુબાહુ,
ને દૈત્યોથી ભયહીન કરે સર્વને ત્યાં દયાળુ. ૬૦

શસ્ત્રે ફેંક્યો મરીચિ, વનનું ગાઢ અધાર છેદ્યું,
ને શ્રીરામે અસુર ડરથી મુક્ત આ સ્થાન કીધું,
નિર્વિઘ્ને સૌ ઋષિ મુનિ મળી યજ્ઞ સંપૂર્ણ કીધો,
ગર્જ્યાં સર્વે "જય જય" કહી, સૂર્યનો વંશ દીપ્યો.

વિશ્વામિત્રે કહ્યું સૌને " પ્રભાતે જઇએ બધા.
મિથિલાધિપતિ તેડે ધર્મ પ્રજ્ઞાન યજ્ઞમાં."

સંધ્યાકાળે ગઉતમતણા આશ્રમે સર્વ પ્હોંચ્યા,
ત્યાં ત્રાતાની અઘહર રજે થઇ શિલાની અહલ્યા;
સ્વામીને જે પરહરી કદી સેવશે અન્ય સ્વામી,
પાપે તેને જરૂર મળશે દંડ ભાવી કનેથી. ૭૦

## सीता ने रामनां संलग्न.

આવે સ્વયંવરમાં ઋષિ સહ રામ એવું જાણુતાં,
પૂજા તણી સામગ્રી લઇને જનક નૃપ સામા જતા,
જાણે પુનર્વસુ હોય એવા રામ લક્ષ્મણુ શોભતા,
પુરવાસિઓ અતિ હર્ષથી દષ્ટિ ભરી ભરી નિરખતા.

યૂપવાળી ક્રિયાવિધિ પરિપૂર્ણ થઇ જતાં,
ચાપ જોવા કહેતામાં વેણ આ જનકે કહ્યાં;
"હળથી યજ્ઞભૂમિને શોધતાં તે સમે મને,
સીતા પુત્રી મળી આ તે સ્વયમ્ભૂ જનમેલ છે.

કોદી મોટા ગજ સમૂહથી ચાપ આ તૂટશે ના,
ત્યારે ક્યાંથી ગજ શિશુ કહો ચાપ તોડી શકે આ ? ૮૦
આ કાર્યે ના ક્ષણભર મને લેશ ઉત્સાહ રે'છે,
કાંકે લજ્જા વશ થઇ અને કૈક પાછા ફર્યા છે."

"અન્ય ક્ષત્રી સમાના આઃ કેના આ નિરવાર્ય છે"
સત્ય વાણી કહી આવી, કાળવિદ્ મુનિ કૌશિકે.

"છોને નાનું નજર પડતું વજ્ર હોયે તથાપિ,
ફેંકે જ્યારે નગપર લઇ જોર ત્યારે જણાય;
દિસે નાના રઘુકુળમણિ કાર્ય શું છે તમારે ?
જ્યારે લેશે શર કર શિશુ સ્પષ્ટ ત્યારે જણાશે."

બીતિહા :તે ધનુષ પથરાયું હતું શેષ જેવું,
મોટતા તે ક્રતુમૃગ પૂંઠે શિવના ચાપ જેવું; ૯૦
જે દેખીને બહુ ભય થતાં નેત્ર મીંચાઇ જાયે,
જેમાં મોટા નગ સમ અતિ ભાર પૂરો જણાએ.

કંદર્પનું અતિ મૃદુ શર પુષ્પનું છે;
તેવું ગણી પછી પ્રભુ કર એક લે છે;
ખેંચી કરે રમત જેમ દ્વિભાગ તેને,
તેનો કર્યો ભિષણ ઘોષ તહિં ધનુષે.

ધ્રૂજી ઉઠી ધરણી ક્ષણમાં સર્વ દિક્‌પાલ ડોલ્યા,
નાસ્યાં ભાગ્યાં વનચર બધાં પક્ષીઓ ક્લિષ્ટ બોલ્યાં;
ને બ્રહ્માંડો ખળભળી ગયાં આ ધ્વનિ ઘોર થાતાં,
ધ્રૂજ્યાં પાણી સર નદ તણાં વજ્ર આઘાત થાતાં. ૧૦૦

દ્વિધા ભાંગ્યા પછી સીતા હૈયે હર્ષ થઇ રહ્યો;
વરમાળા શ્રી પ્રભુ કંઠે ધરી કે જય નાદ થયો.

દશરથ કુટુંબ વસિષ્ઠ ગુરૂ સાથે મિથિલા આવીયા,
કે જનક નૃપ વિધિ યુક્ત ચારે પુત્રીઓ પરણાવતા;
સોંપ્યાં સીતા શ્રી રામને, ને [1]ઉર્મિલા લક્ષ્મણજીને,
[2]શ્રુતિકીર્તિ શત્રુઘ્ન દઇ, દે માંડવી શ્રી ભરતને.

પાસે દેખ્યું ધનુષ હરનું ખંડ દ્વિભાગ વાળું,
તેવા ઉઠ્યા પરશુધર કે ગાઢ અંધાર છાયું;
જેને હસ્તે પ્રખર શરતે સર્વ સાનિધ્ય આવી,
બોલ્યા, "ક્યાં છે દશરથ તનુ" ? ગર્જતા ક્રોધ વાણી. ૧૧૦

લીધું રામે શર કર અને શૌર્યથી તે ચઢાવે,
કે ક્ષત્રીના રિપુ થઇ રહ્યા પૂર્ણ નિસ્તેજ નિશ્ચે;
જાણે ત્યારે પરશુધર કે વિષ્ણુના અંશ જન્મ્યા,
[3]બંને દીપે રવિ સમ અને પૂર્ણિમા ચંદ્ર જેવા.

---

૧ ઉર્મિલા—જનકરાજાનાં ઔરસ પુત્રી.

૨ શ્રુતિકીર્તિ અને માંડવી જનકરાજાના ભાઇ કુશધ્વજની પુત્રીઓ.

૩ પરશુરામ અને રામચંદ્ર.

પછી જામ-દગ્ન્ય મહેન્દ્ર પર્વત પર તપાર્થે જઇ રહ્યા,
દશરથ બધાની સાથ આવ્યા, અવધપુર હર્ષિત થતા;
સૌ નગરજન ઉલ્લાસથી પરણેલ કુંવરો નિરખતા,
કુળદેવીને વધૂઓ નમ્યા પછી ગૃહ પ્રવેશ કરાવતા.

ભર્તા સંગે વધૂઓ સૌ પ્રેમમગ્ન થઇ રહે,
સુખી જોડાં હજો આવાં ભરતખંડ ઘરે ઘરે. ૧૨૦

## रामनो युवराज्याभिषेक

શબ્દ સ્પર્શ રસ રૂપ અને ગંધ માયિક પદાર્થો,
સ્નેહો-તે માદક પણ બધા ભુક્ત કીધા પદાર્થો;
વૃદ્ધાવસ્થા વશ થઇ ગયો સૂર્ય વંશી નૃપેંદ્ર,
મુક્તિ લેવા દશરથ ગુરૂને જણાવે સશાસ્ત્ર.

ગુરૂની સંમતિ લેઇ સર્વ નક્કી કરી રહે;
પ્રજાહિત્ત થશે, રામ યુવરાજ થતાં હવે.
યુવરાજ થશે રામ, પ્રભાતે શુભ યોગમાં;
પુરવાસી અને અન્ય, સામગ્રી સજતા રહ્યા.

તરૂવાડી તણાં તૃપ્ત નીર પીતાં અતિ થતાં,-
તેમ હૈયાં પ્રજા કેરાં પૂર્ણ તૃપ્ત થઇ ગયાં. ૧૩૦

મેળા જેમ મળી કરે નગરમાં આનંદ આ વાતનો,
રાજા સર્વ અને પ્રજા અવર જે મ્હેમાન આવેલ તો,
આ ઉત્સાહ રહ્યો નહિ ક્ષણ પછીઃ ધાર્યું ધણીનું થયું,
"રાજા રામ થશે"-અરે જગતનું એવું કથેલું રહ્યું.

## रामवनवास.

ભંભેરેલી વચનપર ત્યાં મન્થરા દાસીએ જે,—
કૈકેયી તે દશરથ કને પૂર્વની વાત કે'છે;

" આપેલાં બે વચન મુજને આ સમે હું લઉ તે,
રાજા થાએ ભરતઃ વનમાં રામ વેશે [1]યતિનેઃ
આજ્ઞા રામ ધરી શીર્ષે અયોધ્યા નગરી તજે;
યતિ જેવો ધરી વેશ ચૌદ વર્ષ વને રહે." ૧૪૦

સુણી આવું દશરથ પછી કાંઇ બોલી શકે ના,
શું થાયેછે હૃદય પટમાં કાંઇ જાણી શકે ના;
સુમિત્રા, કે [2]મહિષી, અથવા કોઈ પાસે હતું ના,
કૈકેયીના વચન શરને રાય સાંખી શકે ના,

" અરે રાણી ! અરે રાણી ! દુષ્ટ ઇચ્છા તજી કહે;
યતિ પેઠે થઇ રામ ! તજી આ નગરી જશે ?"

વનવાસ વાતો રામ સુણતાં તુરત જઈ વંદન કરે,
તવ પુત્રને ભેટી પછી રડતાં ન નૃપ કઈ કહી શકે;
જવ રામ પૂછે તેટલામાં વચન કૈકયી આ કહે:—
"વન જઈ રહે તું ચૌદ વર્ષોઃ ભરત રાજ્ય ધણી બને." ૧૫૦

" હે ઘાતકી દુશ્ચારિણી કુળ નાશ કરનારી ખરી,
તું પાપીયણ પુરી ભવે આરામ સંબંધે બની;

---

૧ યતિ—જૈન ધર્મના યતિ—ગોરજી—નહિ પણ મુનિ, સાધુ, ભક્ત જન વિ૦ A.Saint.

૨ મહિષી—પટરાણી કૌશલ્યા.

હું વૃદ્ધ છું: વળી અન્તકાળ નજીક છે નથી સમજતી,?
તું નિરપરાધીને છકેલી દુષ્ટ ! વન કાં મૂકતી. ?"
"બહુ સારૂં,' કહી રામ નમીને નૃપને કહે;
"જઉછું હું પિતા આજે વને સર્વ તજી હવે."

"વ્હાલા રામ!" કહી ગળે વળગતાં રાજા અતિશે રડે,
"હા હા ! ધિક પડો મને જીવનમાં આ દુઃખ કેવું અરે !
પામ્યો કોણ હશે કહો જીવનમાં પાપિષ્ઠ આવો સમો ?
દુર્ભાગી વશ હું થયો વચનથી ત્યારે મળ્યો આ સમો !"૧૬૦

આલિંગી નૃપ રામને હરઘડી આક્રંદ ઝાઝું કરે,
છાતી કાટ રડી રડી નૃપ કહે "શુંપુત્ર જાશેવને ?"
મૂર્ચ્છા ઘોર વળી જતાં નૃપતિને ના ભાન છે અંગનું,
[1]અંતઃપુર બધું અરે અરરને આહા થકી ગાજતું.

મૂર્ચ્છા વશ થયા રાય દેહ શુદ્ધિ રહી નહિ;
: * * *
કૈકેયી કે' "ભલે જાતું અનુજ્ઞા તુજ તાતની."
કૌશલ્યાજી કને રામ રજા લેવા ગયા પછી;
છાતી કાટ રડે સર્વે શોકલીન થયાં અતિ.

કૌશલ્યા ન રજા જરા દઈ શક્યાં ભેટી અતિશે રડયાં,
"શું જાશે પ્રિય પુત્ર તું વન વિષે?' બોલી ઢળી તો પડયાં: ૧૭૦
"શું સૂઝયું નૃપને ? છતાં ભરતને સોંપે ભલે રાજ્યને,"
રોતાં એમ કહી રહ્યાં પણ તહિં ના સાંભળે રામ તે.

---

૧ અતઃપુર—રાજ્યગઢનો અંદરનો ભાગ જેને Zanānā તરીકે ઓળખાવવામાં આવે છે.

સીતા સતી ત્યાં પણ વિનવે છે,
"પ્રભુ વને સાથ લઇ જશોને;
પતિવ્રતા ધર્મ વિમુખ થાતાં,
સતી નહિ જે સમજે ન સેવા."

"પિયેર જઈ વાસ વસો સતી, કાં-
માતા તણી સંગ રહો મજામાં;
છે દોહ્યલાં દુઃખ વને સહેવાં,
અસહ્ય એ દુઃખ સહી શકો ના." ૧૮૦

સીતા દુઃખી અંતરમાં થઇને,
પાયે પડી દીનપણે કહે છે,
"તપસ્વિનીનો ધરી વેશ અંગે,
રહીશ સ્વામી વનવાસ સંગે."

"વલ્કલો પત્રને પાલો શ્રેષ્ઠ રાજ્ય સુખો થકી;
વને ફૂલો ફળો ખાવાં સુધા સ્વાદ સમાં અતિ."
"પતિ સેવા સતી સ્ત્રીને સાચું સ્વર્ગ સહુ થકી;
વૈભવો નારીને કેવા વને નાથ ગયા પછી?"

"પરમ પ્રિય છો હે પતિ પ્રભુ,
વન વિષે સદા સાથ હું વસું, ૧૯૦
સદ્‌ગુણો તણા રામ ધામ છો,
પતિ પ્રભુ! તમે સર્વ જાણછો."

"સંગે રંગે મધુર વચને ક્લેશ ઓછો કરીશું,
હોંશે હોંશે સહજ અઘરાં કષ્ટ સર્વે સહીશું;

વ્હાલા સ્વામી ઋષિ સમૂહથી જ્ઞાનને મેળવીશું,
ને શક્તિથી સ્થિર મન કરી ધૈર્ય ધૂણી કરીશું."

પ્રાર્થના આ સુણી રામે દયા દિલ ધરી કહ્યું;
"ભલે આવો વનેસીતા ! સતી ધર્મ થકી કહું."

સૌમિત્રી ત્યાં સજળ નયને દીન વાણી કહે છે,
"ભ્રાતા સાથે વિકટ વનમાં આવવા હા કહોને. ૨૦૦
સેવા ઇચ્છા હૃદય સમજી રામ શ્રી "હા" જણાવે,
સૌમિત્રી ને જનક તનયા રામ તૈયાર થાયે.

ફેલાઇ ગઇ વાત આ નગરમાં જાયે વને રામ છે,
હાહાકાર થઇ રહ્યો નગરમાં, "આ શું બને છે અરે ?
શું સૂઝ્યું નૃપને હવે હૃદયના નિષ્ઠુર પૂરા થયા,
આવા કોમળ રામ શું વન જશે ત્યાગી અમારી દયા."

લઇ સૌની રજા ત્રણે કઇ ઢીલ કરી નહિ;
પળ્યાં પથે ખુશી થાતાં શોક છાંય જરી નહિ.

પુરજન સઘળા આ, જોઇને દંગ થાયે,
"કઠણ વખત કેવો રામ શું રાન જાયે ? ૨૧૦
અઘટિત અતિ કીધું પ્રેમ રાજા તણો ક્યાં ?
વચન નૃપ તણું ક્યાં ? રાજ્ય ગાદી રહી કયાં ?"

ગંગા પાર થઇ ત્રણે બહુ સ્થાન ગયાં વટી;
રડયાં વૃક્ષો વસેલાં જ્યાં રામ, બંધુ, અને સતી.

ઋષિ સર્વે યથાશક્તિ કરે સન્માન રામનાં,
વને રૂહેતાં અને સ્હેતાં ચિત્રકૂટ જઇ રહ્યાં.

## रामनां मातापितानो संताप.

કૌશલ્યાજી દશરથ કને જાય ચોકખું કહેવા,
"કે છો થાએ ભરત નૃપતિ રામને કૈ ન આશા;
સ્વામી રામે સહજ અદકું દુઃખ કોદી ન ભાળ્યુ
રે રે સ્વામી ! પરવશ થઇ કાંઇ બાકી ન રાખ્યુ !" ૨૨૦

દશરથ તવ બોલ્યા ખેદ વાણી, " અરે રે !
વચન વશ થયો હું, ભાવી મિથ્યા ન થાયે:
વરસ અતિ પહેલાં શ્રાપ પામ્યો અજાણ્યે,
સમય તવ મળ્યો આ તે કથા સાંભળોને."

---

## श्रवण कथा प्रसग.

"અરેરે મૃગ શોખીલા મૂકોં દે બાણ આ સમે,
દુઃખીને વારિ લેવા દે તૃષ્યાં તે હ્રય કારણે."

" સુણો દેવાંશી હુ મરણ થકી ના લેશ ડરતો,
વળી આકાંક્ષાથી જરી ન મનની બીક ધરતો.
વસે રાને [1]દાતા તૃષિત દુખીયાં ગ્રીષ્મ સમયે,
અરે માતાપિતા ! મમ વિરહથી કેમ જીવશે ? ૨૩૦

"વારિ કોણ જઇ ધરે શ્રવણનાં માતાપિતા જ્યાં વસે, !
વ્હાલાં રાન વિષે તૃષા દુખ થકી [2]પચત્વ પામ્યાં હશે !
આંખો ને ધન અન્ય સ્હાય નથી તો ક્યાંથી જશે ધામમાં!
સેવા વિણ જઇશ હું અધમ, હા પાપી ખરે નર્કમાં !"

---

૧ જન્મદાતા માતાપિતા. ૨ પચત્વ—તત્વમાં તત્વ મળી ગયાં.

"હે ગાય વત્સ વિરહે ક્ષણ કેમ જાશે ?
હે માત તાત વિરહે ક્ષણ કેમ જાશે ?
માતાપિતા વિરહમાં રહુ કોણ ઠામે ?
હા હા હરિ હરિ હરિ હરિ . હે...હ..રિ..હે."

ભાવી તેં નૃપ ઉરમાં કઠણ થૈ કેવી કરી પ્રેરણા ?
લુટાયાં ઉર બાણ ફાળ પડતાં નિર્દોષ પ્રેમી ઝરા, ૨૪૦
કેવી રીત થકી વદે સુસ્વરથી જોયુ નહિ મારતાં,
આશાને બદલે હવે રૂદનથી લાવો ઉનાં આંસુડાં.

નિસાસા નાખતો [1]રૂદ્ર શૂન્યતા હૃદયે ધરી;
ઉષ્ણ અશ્રુ વહે ચક્ષુ પારાધી કૃત્યથી ડરી.

"અરર અરર આ શું? ઉગતો છોડ કાપ્યો,
અરર અરર આ શું ? ખીલતો બાગ ચોળ્યો;
અહિત હિત ન ધાર્યું બાણને ફેંકવામાં,
અરર અધમ હુ છું જીવને મારવામાં."

( નેપથ્યમા )

"સ્વસ્થ થૈ વારિ લૈ ને જા અંધ તર્સ્યા ઉરે ધરી;
મૌનથીજ ઉભો રે'જે, પાત્ર વારિ તણું ધરી." ૨૫૦

"અતિશય નીચ હુ છું અંધ દુઃખી કરીને,
અરર અધમ હુ છું બાણથી પ્રાણ લૈને;
શરમ ધરમ મૂકી કામ કૂડૂ કર્યું મેં,
અરર અધમ હું છું રાજ્ય ધર્મો તજીને."

---

૧ રૂદ્ર—રાજા; દશરથ રાજા.

"અધિક વખત ગાળ્યો વીરહે આવ વે'લો,
વિરહ ભય રહે છે રાનમાં છો અકેલો;
પરમ જીવન પ્યારા કેમ ખોટી થયો તું,
શ્રવણ શ્રવણ વ્હાલા લાવને તો દયા તું."

વિલાપ સુણી મનમાં ડરીને,
ધીમી ધીમી ચાલ કરી ફરીને; ૨૬૦
ધરે નહિ રાય જરા વિરામ,
રડી રડીને કરતો પ્રણામ.

"પ્યારા પુત્ર ન કેમ આજ વદતો? શુ દુઃખ લાગ્યુ તને?
કોણે દુભવીયો તને જળ તીરે તે પેટ ખોલી કહે;
તારૂ દીલ ગ્રમીન છોડી પળમાં શબ્દો મધુરા કહે,
રે રે રે પ્રિય પુત્ર! આ હૃદયમાં શાન્તિ થવા બોલને."

"અરે પ્યારા વ્હાલા સમિપ રહીને વાત કરને,
મનોહારી મૂર્ત્તિ નરક તરવા હાથ ધરને;
ક્ષુધા વ્યાપી હોયે શરમ તજીતો ભોજન લહે,
વદે ના વાણી કાં? હૃદય પટ ખોલી ઝટ કહે." ૨૭૦

"દયાહીન દુષ્ટ હુ પાપી આપ પુત્ર નથી અહિં;
તું કોણ? (હું) રાય પાપી અયોધ્યાનો શ્રવણ સ્વર્ગ ગયો વહી."

"વન વિચર્યો હુ મૃગયા રમવા ગ્રીષ્મ સમયમાં રહ્યું ન ભાન,
શ્રવણ હતો જળ તીરે ત્યાં મેં મૃગ જાણીને માર્યું બાણ;

બાણુ વાગતાં મુખથી બોલ્યો "હે હરિ હે હરિ ત્રાતા આપ,
પરમ કૃપાળુ દોષ વિદારો : હું પાપીનું દશરથ નામ !"

"અમો નિર્ભાગીનો પ્રણય ઉરમાં કેમ ધર ના?
રૂચ્યું સ્વર્ગે જાવુ અરર વનમાં મેલી રડતાં;
વિધાતા બૂરી થૈ વિભુ પણ વળી કોપિત થયો,
અને હે યમરાયા ! નિરદય થઈ તું લઈ ગયો." ૨૮૦

" વારિ અને મીન વિયોગ પાડી,
દુષ્ટી લીધું અંધનું રત્ન લૂંટી;
ચંડાળ પાપી મનના વિચાર્યું,
—મૃત્યુ થજો પુત્ર વિયોગ તારૂં ! ! !"

પ્રબળ દૈવ–ગતિ જાણવી, અબળ મનુષ્ય વિચાર;
"હૂં", "મેં", "મારૂ" નવ વદો, કર્તા સૌ કિરતાર.

સંભારી આ વિતક સઘળું શોક છાયા છવાઈ,
પામુંછું હુ દશરથ કહે " કૃત્ય કેરી કમાઈ;
કૌશલ્યા આ વિરહ સમજો શ્રાપ પુરો ફળે છે,
દેવી દેવી ! પરવશ થયો : રામ ક્યાં જૈ રહે છે " ૨૯૦

**"राम राम" कही "राम" कहीं "हा राम हाँ" कहीं "राम"**
**"राम ! राम !" फरीने कही राय तजे छे प्राण.**

## भरतनो भ्रातृ–भाव.

દશરથ તણા મૃત્યુ સમે નવ પુત્ર એક સમીપ છે,
ધણી વગર દક્ષ અમાત્ય સઘળા રાજ્ય ભાર સહી રહે;

તવ આપ્તજનની સ્હાયથી નવ ખેદ કંઈ કરતા અને,
નૃપ–મૃત્યુ ગુપ્ત રખાવીને તેડાવતા છે ભરતને.
દહન ક્રિયા રાજાતણી કરી વિધિ અનુસાર;
શોક કરી સર્વે કહે રે આ શું ઉત્પાત!

તાતતણું મૃત્યુ વળી રામ ગયા વનવાસ,
શોક સીમા નવ ભરતને અંતર ભડકા થાય. ૩૦૦

કૈકેયી પછી ભેટતી ભરતને કે'તી રહી વ્હાલમાં,
"તારે કાજ સમસ્ત રાજ્ય કરવા આ કાર્ય કીધાં બધાં,
ભારે ભોગ વિલાસ ને સુખ બધાં તું ભોગવી મા'લજે,
રે'તા રામ ભલે સદા વન વિષે એ ઇચ્છતી હું હવે."

વ્યાપ્યો ક્રોધ પ્રચંડ જ્વાળ નીકળી અગ્નિ સમી પુત્રને,
"મારે રાજ્ય ધણી થવું નથી છતાં કંકાસ શાને ચહે?
લીધો જીવ નૃપેંદ્રનો શરમ છે કાઢ્યા વને રામને,
રડાપો તુજને મળ્યો જીવનમાં એ આખરે લાભ છે."

"મારી જનની કાં થઇ? કરૂ ન કુળ વડાઈ,
સૂર્યવંશી દશરથ જનક રામ સરીખા ભાઇ. ૩૧૦
રામ સરીખા ભાઇ અનુજ લક્ષ્મણની જોડી,
જગમાં સહુથી શ્રેષ્ઠ શક્તિ બળમાં હૃય જોડી.
નીચ મતિની ખરી અધમ બુદ્ધિ છે તારી;
સૂર્યવંશ શરમાવી થઈ કાં જનની મારી–?"

ભરત સૈન્ય બધું સજીને રામ પાછળ પરવરે,
જ્યાં ચિત્રકૂટ રહેલ છે ત્યાં ભરત ભાવ થકી મળે;

નિજ તાતનુ મૃત્યુ સુણીને રામ તર્પણ ત્યાં કરે,
મળી માત સઘળી શોકમાં ગુરૂ ખેદ સર્વ પ્રજા કરે.

ગુરૂ વસિષ્ઠ કહે સહુને "શોક કરવો છે વૃથા,
મરવુ અને છે જનમવું સંસારીઓ શિર સર્વદા; ૩૨
ગતિ પ્રબળ દૈવ તણી, મનુષ્યો તર્ક ફોગટ બાંધતા,
વિધિ હસ્ત હાનિ લાભ, અપયશઃ ઘેલછા જન કાઢતા."

પછી ભરત[1] શુદ્ધ હૃદય થકી શ્રી રામને ચરણે નમે,
"હે તાત! બંધુ રામ! પુરમાં આવી રાજ્ય કરો તમે;"
મૃત તાતની આજ્ઞા થકી નવ રામ પાછા પુર ફર્યા,
પણ પાદુકા શ્રી રામની લઇ ભરત હર્ષ થકી ફર્યા.

નવ ભરત જાયે તવ અયોધ્યા જાય નંદીગ્રામ તે,
નથી અંતરે કે રાજ્ય તૃષ્ણા ધન્ય એવા ભાઇને;
શ્રી રામ પાદુકા ધરે સિંહાસને હર્ષે અને,
તે જ્યેષ્ઠ બંધુની પરે દૃઢ ભક્તિ રાખી તપ કરે. ૩૩૦

ઉત્તમ નમુનો ભ્રાતૃભાવ તણો ખરો છે ભરતનો,
જે પૂર્ણ સત્ય વડે તજીને રાજ્ય, નીતિ વશ થયો;
નિજ માતનો આગ્રહ છતાં નવ રાજ્ય આશ જરી કરી,
પણ મન ખરૂં વશ રાખ્યું છે તે ભરત ધન્ય ઘડી ઘડી.

---

૧ ભરતનું શુદ્ધ હૃદય તો પ્રથમથીજ હતુ. છતાં પણ આ વખતે કૈકેયીએ પ્રયાસ કરેલો, રામને વનવાસ જવું પડયું. એટલે વિશેષ શુદ્ધ હૃદય છે. રાજ્ય તૃષ્ણા નથી. કપટ ભાવથી સૈન્ય લઇ મળવા આવેલ નથી એમ શ્રી રામને ખાત્રી થવા માટે—શુદ્ધ હૃદયથી શ્રી રામને ચરણે નમે.

## સીતારામની વનચર્યા.

કુશ, ચીર ચોબાજુ અનેરાં સ્વચ્છ આંગણ છે બધાં,
મૃગ પક્ષીઓ સંચરણ કરતાં ને અતિ કલ્લોલમાં;
પૂજોપહાર થતા અને વળી વેદના ધ્વનિ ઓર તો,
મૃગચર્મ ધારી ફલ મૂલાહારી રહે ઋષિ તાપસો.

દડ દાતા ધર્મ રક્ષક રામ આદર પામતા,
શરભંગના આશ્રમ જઈ અતિથિ સુતીક્ષણ ના થતા; ૩૪૦
"રક્ષા કરો રક્ષા કરો હે સ્તભ ધર્મ તણા પ્રભુ!
રાક્ષસ તણો સંહાર કરી નિર્ભય કરો ને હે પ્રભુ!"

વિનતિ આ તાપસની સુણીને,
કાકુત્સવંશી કરૂણાળુ કે'છે !—
"નિશાચરોનાં તમ કષ્ટ સર્વે,
ટાળીશ નિઃસંશય સત્ય એ છે."

ચોમાસામાં અટન કરતો દક્ષિણે સૂર્ય જેને,
સપ્તર્ષિના સમૂહ વચમાં જેમ વાસો વસે છે;
તેવી રીતે અટન કરતા રામ, બંધુ સતીને,
આનંદેથી ઋષિ સમૂહમાં પૂર્ણ શોભી રહ્યાં છે. ૩૫૦

અતિથિ, સાધુતાવાળા ઋષિમાં ફરતા રહ્યા;
ધન્ય રામ ! ઋષિ ધન્ય ! સુખી જીવન આ બધાં.

અત્રિતણા આશ્રમ ગયાં છે રામ લક્ષ્મણ જાનકી,
પરિપૂર્ણ ત્યાં સત્કાર પામ્યાં શુદ્ધ સાત્વિક ભાવથી;

ખુશબો અતિ બહેકી રહે એ અંગલેપન અંગને,
કરી, વસ્ત્ર આભૂષણ પછી ઋષિપત્ની સીતાને ધરે.

રાહુ શશીની સમ વિરોધ નડ્યો શરૂમાં રામને,
સીતા લઈ દૂરે જઈ સંગ્રામ માગે છેવટે;
ખોદી વસુધા લક્ષ્મણે દાટ્યો વિરોધ પરાક્રમે,
[1]તે દીવ્ય રૂપ બની ગયો છે ધન્ય કે'તો રામને. ૩૬૦

વશ હોય મન્મથને અતિશય સર્વ નારી જાતિ તે,
રાવણ તણી ભગિની રહેતી દુષ્ટ શૂર્પણખા વને;
જ્યમ વ્યાલી ફરતી દ્રુમચંદન પાસ આવે તેમ તે,
ત્યાં વૃષભ સ્કંધ સમાન રાઘવ પાસ આવીને કહે.

નિજવંશ વિસ્તારી વિચારો સર્વ કે'છે રામને,
"આ સ્ત્રી વને ત્યાગી મને સહ હર્ષ અર્પો પ્રેમને;"
"હું કેમ અર્પું પ્રેમ? સાચું પ્રેમપાત્ર મળ્યું મને,
મમ બંધુ લક્ષ્મણ પાસ જા તું:" રામ એમ હસી કહે.

ઉપહાસ કરીને લક્ષ્મણે વળી રામ સમીપે મોકલી,
સંક્ષોભથી અસુરી ભયાનક વેશ કરીને ગર્જતી; ૩૭૦
તવ રામ સંજ્ઞાથી કહે છે વિરૂપતા બમણી થવા,
શર નિજ કરે લક્ષ્મણ લઈને નાક કાનજ કાપતા.

---

૧ વિરોધના શ્રાપની વાત રામાયણમાં છે. જે આજે શ્રી રામના હસ્તે શ્રાપ મૂક્ત થઈ સ્વર્ગે ગયો.

આ સ્થાનથી જલદી ગઇ જ્યાં સ્થાન નિજ બંધુ તણું,
[1]ખર, દુષણ, તિસરા રાક્ષસોનું સૈન્ય વ્હારે છે ધસ્યુ;
તવ રામ સીતા રક્ષવા લક્ષ્મણ ગુફામાં મોકલે,
પછી એકલા રહી રામ શર પર વિજય આશ ધરી લડે.

આયુધ બધાં ખુલ્લાં કરી ઉદ્ધત થઇ અતિ દોડતા,
શર એકથી માયા જણાતી રામ તે સૌ છેદતા:
આયુધ બધાં તોડ્યાં, બધાનું રક્ત શર પીતાં રહ્યાં,
ફરી બાણ રામે ફેંકીને ખર દુષણ તિસરાને હણ્યા. ૩૮૦

સહુ સૈન્ય નાશ થયું બચ્યો ના એક પણ, રહી એકલી,
તે રૂદન કરતી જોરથી–શૂર્પનખા લંકા ગઇ,
ભગિની બધી આ વિરૂપતાનું સ્પષ્ટ દશમુખને કહી,
કહેતી રહી "સૌંદર્યમાં તો જાનકીથી હદ વળી."

સુણી વિતક આ સઘળું દશાનન થાય છે વિસ્મય અને,
દઇ ધીરજ ભગિનીને અતિશય વશ કુબુદ્ધિ થઇ રહે;
"સીતા અલૌકિક છે સ્વરૂપા લેશ પણ સંશય નથી,"
વળી ખેદ અપરંપાર કરતો [2]પૂર્વ વાત સ્મરી બધી.

"મરીચિનો લઇ પક્ષ લઉં વૈર ખુશી થતો;
હરી લાવું જઇ સીતા; ચિત્તમાં દ્રઢ હુ થયો." ૩૯૦

---

૧ ખરદુષણ—શૂપર્ણખાના મસિયાઇ ભાઇ થતા.

૨ પૂર્વ વાત–સીતા સ્વયંવરમાં રાવણ ધનુષ-ચાપ નીચે દબાયો હતો તે વાત: આ કથા તુલસી કૃત રામાયણમાં છે.

નિધિ તટ પર રે'તો તો સગો જે મરીચિ,
હકિકત સઘળી તેને જઇને જણાવી;
દશમુખ વળી બોલ્યો "પક્ષ મારો લઇને,
કનકમૃગ બનીને જાનકી ભોળવોને."

"શા માટે તું અખિલ પતિથી આમ વિમુખ થાતો ?
થાછો શાને દશમુખ અરે કુલ અંગાર સાચો; ?
વૈદેહિનુ હરણુ કરવામાં નથી સાર ઘેલા !
આ આશામાં જીવન તજવું: સત્ય છે ગર્વ ઘેલા !"

સ્પષ્ટ વાણી સુણી ક્રોધે કહે છે દશમુખ કે—
"મારૂ માને નહિ તો હુ હણું છું તુજને હવે." ૪૦૦

છેલ્લા બોલ કહી મરીચિ વિનવે "આ ઠીક ધાર્યું નથી,
ઘેલા હુ તુજ હસ્તથી મરીશ ના: હુ ભાગ્યહીણો નથી:
જાઉછુ મૃગલો થઈ પણ ભલા ! સંભાળજે તું હવે,
સાનિધ્યે કમળાપતિ શરણુમાં ત્યાગીશ આ જીવને."

"ભાવિ મિથ્યા નથી થાતું સર્વ નાશ થશે અરે !"
માયાવિ ત્યાં કહી આવું થઇને–મૃગ જાય છે.

## सीता अने सुवर्ण मृग.

દિસ્યો ભાનુ પૂર્વે અરુણુ રથનો સારથિ રહ્યો,
કસુંબાને રગે સકળ સ્થળમાં રગ ભરતો;
શશી તારા ઝાંખા ઝરણુ પીગળે છે શિખરનાં,
દિસે છે સૌ જ્યાં ત્યાં જડ પણ અતિ મોદ કરતાં. ૪૧૦

સૂર્ય રશ્મિ પડ્યાથી એ સૌંદર્ય મૃગનું વધે;
લીલાં ઘાસે પડેલાં એ [1]મોતીબિન્દુ બધાં ગ્રહે.

સોના જેવા શરીરપરના રંગથી દિવ્ય ભાસે,
ઉંચા શૃંગો ચપળ ફરતાં નેત્ર જેનાં દિસે છે;
આવેલો એ કનકમૃગ ત્યાં ભિન્ન ચેષ્ટા કરે છે,
સ્હામે આવ્યો નિકટ રહીને ઘાસ લીલુ ચરે છે.

રામ બંધુ અને સીતા પર્ણકૂટી કરી વસ્યાં;
ઋષિ જેવાં રહે ને તે કાળક્ષેપ વને કરે.

આ રૂપાળા કનકમૃગને જોઈ સીતા વદે છે,
" રે રે બ્રહ્મા ! જગત રચતાં પક્ષ શાને કરે છે; ૪૨૦
ઓ હો આવો કનકમૃગ કાં રાન વાસો વસે છે !"
બોલી આવું જનક—તનયા દીર્ઘ નિશ્વાસ લે છે.

લઈ શાન્તિ થઇ સ્વસ્થ બોલ્યાં સીતા જરા હસી,
"જાઓ જાઓ પ્રભુ નાથ ! હણો આ મૃગને ધસી."

"જશું ફરી આપણ શ્રી અયોધ્યા,
તમો ખરા રાજ્ય ધણી થશો ત્યાં,
ને હું થવાની પટરાણી જ્યારે,
આ કાંચળી અંગ ધરીશ ત્યારે.

જે બાહુથી મરીચિ નિધી ફેંકી સુબાહુ હણ્યો તો,
જે બાહુથી ત્રિપુરહરના બાણનો ધ્વંસ કીધો. ૪૩૦

[1] મોતીબિન્દુ.—ઝાકળનાંબિન્દુ.

જે બાહુથી ખર દુષણ ને તિસરાને હણ્યા છે,
તે બાહુને કનક મૃગલો શા હિસાબે રહ્યો છે ? "
" અરે સીતા અરે સીતા ! ઉચ્ચ ઇચ્છા કરી નથી,
રચાએલી બધી સૃષ્ટિ વિશે ના મૃગ આ કહિં.

ન જન્મ પામ્યો મૃગ હેમનો કદા,
જરૂર છે ભેદ ચરિત્રમાંજ આ;
અરે સમે [1]આખર રૂપ ત્યાગશે,
[2]અચિંતવ્યું કષ્ટ કંઇક આવશે. "

સત્ય રામે કહ્યું તોયે સીતા હાસ્ય સમુ કરે;
સ્ત્રી જાતિના સ્વભાવેથી રોષમાં વદતાં રહે. ૪૪૦

' ઘેલુ મારૂ કથન સમજ્યા નાથ, આવું કહો શુ ?
ક્ષત્રી શાના ? વિજય કરીને દૈત્યને જીતશો શું ?
આ સોનાના વિપુલ મૃગને બાણ મારી હણોને,
જાઓ વ્હાલા કદિ ન વદીએ આમ, ક્ષત્રી થઇને.

સત્તાવાન પ્રભુ ન્હોતા તો શાને પરણ્યા ભલા ?
જાણ્યું આવું હતું તો હું કહું કાં મૃગ મારવા ' "

ધનુપ ને બાણ ધરી શ્રીરામ,
પડ્યા પ્રભુજી મૃગ પાછળે ત્યાં;
મૃગે ત્વરાથી કરીયુ પ્રયાણ,
થયો અનેરો વરસાદ બાણ. ૪૫૦

---

૧ છેવટે. ૨ ન કલ્પેલું. જેનો સ્વપ્નામા પણ ખ્યાલ ન આવ્યો હોય એમ કહેવાય છે તે.

વિપત્તિનો સમો આવે આકસ્મિક બહુ બને;
બુદ્ધિશાળી છતાં તેની મેલી બુદ્ધિ બને અરે !

ક્રોધાવેશે શર કર લઈ કર્ણ પર્યંત ખેંચી,
ફેંક્યું રામે મૃગ પર પછી હામ શું ભાગવાની.
છોને દોડે પવન સમ તે લાભ શું ભાગવામાં ?
ક્યાં છૂપાશે ? મરણ ધસતું હોય છે પાછળે ત્યાં.

કપટી મૃગલે મરણ વખતે ચીસ નાખી "હા–સીતા !
હા ભ્રાત લક્ષ્મણ ! " સાંભળી સીતા કહે શી [1]આપદા;
લક્ષ્મણ તમે જઈ રામજીની વ્હાર શીઘ્ર કરો વને,
સમજાય છે મૃગ મારતાં કે કષ્ટ પૂર્ણ પડ્યું હશે. " ૪૬૦

" પ્રભુ તણો એ નવ સાદ હોયે,
છે સાદ એ અન્ય તણો અજાણ્યો;
સંગ્રામમાં રામ ફસાય એ શું ?
શંકા કરી આમ કહો ન ઘેલુ. "

" ખોટી થાઓ પણ ફસી ગયા રામ રાને અરેરે !
શાને કાજે લવ પણ લહો રામનુ કષ્ટ હૈયે,
મીઠું બોલી સમય વખતે દભ પૂરો કરો શું ?
જાઓ જાઓ, પરવશ થયા રામ, જાણું નકી હું.

ના જવામાં કંઈ પણ હશે સ્વાર્થની વાત રે રે !
ના હૈયે છે કંઈ પણ અરે બંધુ પીડાય ત્હોયે ! ૪૭૦

---

૧ આપદા–અણધારેલી પીડા.

કેવું હોયે હૃદય પરંતું આજ સૂધી ન જાણ્યું,
કિંતુ આજે હૃદય ઉજળું દૂધ જેવું નિહાળ્યું."

બોલ્યાં સીતા વળી ક્રોધે "સમો ના સમજો તમે;
આમ વૃત્તિ કર્યાથી શું રાજ્યપાટ મળી જશે ?

આમ લોક સૂણે ત્હોયે બાણુ ભાથો નહિ સજે;
શૌર્યથી ના ધસે બ્હારે ક્ષત્રીનો પુત્ર કોણ કહે ?

મીઠું સદા મુખથી વદો હૈયે હળાહળ છે, ભર્યું,
ખોટી ખુશામતથી ફસાવ્યાં આજ એ જાણ્યું બધું;
શું રાજ્ય, સ્ત્રીના લોભથી વન કષ્ટ વેઠયાં ? ધિક્કછે,
શતવાર લક્ષ્મણુ ધિક છે આ સાધુતાને ધિ'ક છે." ૪૮૦

મહા સામર્થ્ય બંધુનું જાણે લક્ષ્મણુ તે છતાં;
કટુ વેણ સૂણી કપી "રામ આણ" દઈ ગયા.

## सीताहरण.

આશ્રમે કોઈ ના છે એ જાણી બ્રાહ્મણુ વેશથી;
આવી રાવણ કહે ખૂલ્લું: રહેજો "પટરાણીથી."

"હિમગિરિ સરિખા શાન્ત ને સાગર સમા ગંભીર છે,
આશ્રય રૂપી વડવૃક્ષ સરખા સત્ય શાન્ત પ્રતિજ્ઞ છે;
ઉજ્જવલ પ્રશાન્ત સુકીર્ત્તિશાળી સિંહ તુલ્ય પરાક્રમી,
તે રામચદ્ર પ્રભુ પતિથી દૂર વાસ કરૂં નહિ:"

દક્ષિણે ગ્રહોને જંઘા વામે કેશ સહી વળી;
હરી સીતા ગયો દૈત્ય સ્હાય કોણ સતી તણી? ૪૯૦

આશ્રમે ના હતાં સીતા સૂનું સૂનું હતું બધુ;
શોકગ્રસ્ત થયા બને ભ્રાતા, કે' "અવળું થયુ."

"સીતા ક્યાં છે? ગહન વનનાં પક્ષી પ્રાણી કહોને,
સીતા ક્યાં છે? મધુકર નદી, વૃક્ષ પ્હાડો કહોને.
સીતા ક્યાં છે? નિર્જન વનમાં કોઇ આવી કહોને,
સીતા ક્યાં છે? અનુજ વનમાં શોધ પૂરી કરોને."

પટકુળ મૂકયું પર્વતે તે આવ્યુ સુગ્રીવ હસ્તમાં,
ફરી પક્ષ ધાયો છે જટાયુ દૈત્ય સંગે યુદ્ધમાં,
થાકયો, ગયોરે દૈત્ય, પક્ષી રામ રાહ થકી રહ્યો,
પછી રામ આવ્યા કે જટાયુ વાત કહી સ્વર્ગે ગયો. ૫૦૦

લઇ રાવણ સતી સીતા ગયો છે નિજ સ્થાનમાં;
શાન્ત ચિત્ત થવા દીધો વાસ વાડી અશોકમાં.

મૈત્રી કરી સુગ્રીવ રામે સાક્ષીભૂત અગ્નિ કરી,
હનુમાનની સાથે રહ્યા છે સૈન્ય બોલાવી કરી;
અતિશય મદોન્મત વાળી રાજા ભાઇ સુગ્રીવને હતો,
સુગ્રીવ સુખે વાળી હણી, સુગ્રીવને રાજા કર્યો.

"અન્યાય રામ તમે કર્યો છેઃ" અંતકાળ સમે કહે,
વાળી તણા આ પ્રશ્નમાં શ્રીરામ સત્ય કથા કહે;
"પત્ની હતી સુગ્રીવની શો દુષ્ટ હક તારો હતો,
વાળી! વિધર્મી દુશ્ચરિત્રજ, કામ વશ માટે હણ્યો." ૫૧૦

તારા અને અંગદ કપિવર શોકલીન થયાં હતાં,
દઇ સુમતિ શોક વિદારવા સમજાવીયાં રામે બધાં;
"જન્મ્યું મરેઃ એ કુદરતી છે નિયમ સૌ માટે સદા,
છે અમર સૌનો જીવ તો પછી શોક કાં કરતા બધા ?"

## સીતાની શોધ.

સુગ્રીવ વાનર[1] યુથ સીતા શોધ કરવા મોકલે,
છે દ્વિપ જાવા પૂર્વમાં પશ્ચિમ પારિયાત્રને;
કુરૂદેશ ઉત્તરમાં હિમાલય યૂથ કૈલાસે જતાં,
હનુમાન અંગદ મુદ્રિકા લઇ દિશ દક્ષિણમાં ગયા.

અભિમાની સિંહ સમાન વાનર યૂથ સિંધુ તટ ગયુ,
સંપાતીના કહેવા થકી અતિ હર્ષ ઘેલુ થઇ રહ્યું; ૫૨૦
જ્યાં સુર પ્રભાવ સુરૂપ કિન્નર યક્ષ ગાંધર્વો બધા,
અતિ વેશ ઉજ્જવલથી રહે, ત્યાં મારૂતિ પહોંચી ગયા.

મહાવીર શત યોજન સમુદ્ર વટાઇને લંકા ગયા,
અતિ કષ્ટ પામ્યા માર્ગમાં કંઇ થાક તોય જણાય ના;
અલકાપુરી લંકા અને રખવાળની રીતિ વળી,
તરી સિંધુ રાવણ જીતવો એ વીરને ચિંતા પડી.

કુહુરવ કરે જ્યાં રોજ કોકિલા મધુરા સ્વર વડે,
કુસુમિત ચંપો ને ઉદાલક સપ્તપર્ણ અશોક છે;
પદ્મો થકી કાસાર શોભાયુક્ત પૂર્ણ મનોહરાં,
એ વૃક્ષ ઘટ્ટ અશોક બાગે મારૂતિ હસતા ગયા. ૫૩૦

---

૧ વાનરનાં ટોળાં

ધરી ધૈર્ય [1]હાયો મારતી ઉપવાસથી દુર્બળ બની,
જે શુકલ પક્ષ શશી સમી નિર્મળ મતિ રાખી રહી;
કરી શોક કોનું ધ્યાન ધરતી અશ્રુધાર સદા વહે,
આ છે સીતા ખરી ખાંતથી હનુમાન મન માની કહે.

---

"અતિ શ્રેષ્ઠ ભાર્ગવ વંશ જન્મી પુણ્યશીલ નૃપેંદ્ર તે,
દશરથ સુસંપન્ન શ્રી ધી સાથે કીર્તિશાળી થઇ રહે;
તેના ધનુર્ધર શ્રેષ્ઠ પુત્ર પરાક્રમી શ્રી રામ છે,
જે ધર્મ રક્ષક સ્વજન પાલક જ્ઞાનવાન અમાપ છે.

ઋષિ યજ્ઞનુ રક્ષણ થવાને [2]ગાધી પુત્ર લઇ ગયા,
બહુ દૈત્ય મારી રામ લક્ષ્મણ જનકપુર મધ્યે ગયા. ૫૪૦
[3]પણ–સુણી રાજા જનકનુ શિવ ધનુપ રામે તોડિયુ,
સતી સુંદરી સીતાજીએ વરમાળથી મન જોડીયુ

શ્રી રામને રાજ્યાસને બેસારવા દશરથ કહે,
કૈકયી તણા તવ યત્નથી વનવાસ જાવાનું ઠરે.
નિજ તાત આજ્ઞા શરણ થઇ વનવેશ અંગ ધરી રહ્યા.
સતી જાનકી, લક્ષ્મણ, પ્રભુ શ્રી રામ વનવાસી થયા.

ગગા તરી બહુ સ્થળ ફરી ઋષિઓ તણા આશ્રમ વસ્યા,
ખર દુષણ હણીને કનક મૃગ લોભાઇને હણવા ધસ્યા.
નવ કોઇ જાણીને દશાનન હરણ સીતાનું કરે,
સતી વિરહ ખેદે શોધતાં શ્રી રામ પપા જઇ રહે. ૫૫૦

---

૧ નિસાસા નાખતી ૨ વિશ્વામિત્ર. ૩ પ્રતિજ્ઞા.

કરી મિત્રતા સુગ્રીવ રામે વાળી રાજાને હણ્યો,
કપિ રીંછ સૈન્ય જમાવી સુગ્રીવ આધિપત્ય લઇ રહ્યો,
અતિ શ્રમથી સો યોજન સમુદ્ર તરી અહિંઆં આવીયો,
હું પવનસુતઃ શ્રી રામ કે'વા મુજબ સીતાને મળ્યો."

આ સાંભળી આશ્ચર્યથી કરી ખેદ સીતાજી વદ્યાં,
"હા રામ! હે લક્ષ્મણ! તમે ક્યા? વીર છો હનુમાન ક્યાં?"
તવ વૃક્ષપરથી ઉતરી સન્મુખ ઉભા જઇ રહે,
સતી વિતક અથ ઇતિ સુણી હનુમાન વીંટી દઇ નમે.

વીંટી હતી પરિચિત પછી સીતા ચૂડામણિ દઈ કહે,
"રાક્ષસ નરાધમ દુષ્ટ રાવણ દુઃખ અતિ આપે મને, ૫૬૦
નવ કાંઇરે! સ્હેવાય છે, મુજ વ્હાર શીઘ્ર કરો હવે,
બે માસ દેહ ટકાવી રાખીશ નાથને કહેજો તમે"

## लंकादहन.

લઇને રજા હનુમાન રાવણના વિહાર વને ગયા,
ત્યાં જમ્બુમાલી સમેત યોદ્ધા મારી ફળ ખાતા રહ્યા;
હનુમાનને કરી કેદ ગરજી ઇંદ્રજીત લઇ ગયો,
"જઇ પૂછ સળગાવો કપિનું:" ન્યાય રાવણથી થયો.

સળગેલ પૂછ લઇ અને હનુમાન લકામાં ફર્યા,
આ ઘર થકી આ ઘર જઇને બાળવામાં ના ડર્યા;
છે ધૂમ્ર ગોટાગોટ લંકા આગમાં ગરકાવ છે,
જ્વાળામુખી ભભુકા ચડી ગગને જઇ અટવાય છે. ૫૭૦

કરી ભસ્મીભૂત લંકા પછી હનુમાન પસ્તાવો કરે,
ફરી ભેટી સીતા માતને સિંધુ તીરે સૌને મળે;
સહુ યૂથ કીષ્કંધા મળ્યાં સુગ્રીવ વન ખેલે બધાં,
હનુમાન બુદ્ધિ શક્તિથી આનંદ લીન થઇ રહ્યાં.

શ્રી રામ લક્ષ્મણને સતી સંદેશ મારૂતિ દઇ,
વાયસ વૃત્તાંત્ત કહી કહ્યું કે ગુપ્ત સંજ્ઞા આ કહી,
લઇ મુદ્રિકા ચૂડામણિ આ આપતાં દેવી કહે—
"બે માસ દેહ ટકાવી રાખીશ" નાથને કહેજો તમે.

હકીકત બધી હનુમાન મુખથી સાંભળી સર્વે સભા,
દિલગીર થયા, મિશ્રિત હર્ષે, કૈક રોમાંચિત થયા; ૫૮૦
નળ, નીલ, જાંબુવાન, અંગદ, મારૂતિ સુગ્રીવ તથા,
તૈયાર સૈન્ય થયું હતું તે લઇ સમુદ્ર તટે ગયા.

દશમુખ સભા ભરી ભ્રાત પુત્રો સચિવ મત લેતાં, કહે,
(કે) "પરબ્રહ્મ પુરૂષોત્તમ પ્રભુ શ્રી રામ સંગે વૈર છે;
અપરાધનું ફળ જરૂર મળશે સાર કઇ નહિ પામશો,
હિતકર ગણી આ વચન, પાછાં જનકતનયા મોકલો."

વિભીષણ અતિશય યત્ન કરતો ધર્મ નીતિ કહી રહ્યો,
પરિપૂર્ણ અભિમાની દશાનન સાંભળી હસતો રહ્યો;
નિજકુળ તણા સંહારનું જે લેશ અંતર નવ લહે,
સમજાવતાં રે' છો બધાં, પણ સર્વ વાત વૃથા બને. ૫૯૦

છે મરણ રાવણનું સમીપે જાણી વિભીષણ તજી અને,
તે ચૌદ બ્રહ્માંડા પતિ શ્રી રામ શરણે જઇ રહે;

વિભીષણ રહીને મિત્ર ભાવે બળ દશાનનનું કહે,
કરી તર્ક સઘળા રામશ્રીઃ રાવણ વિનાશ તણા કહે.

સિંધુ સેતુ નળ નીલ કપિ સ્હાયથી પૂર્ણ બાંધ્યો,
શોભે છાયા પથ સમવળી, સિંધુ સીમંત જેવો;
મોટા હર્ષે વિધિ સહ તટે સિંધુ રામેશ સ્થાપ્યા,
સેવા માટે જગત જનને આમ સદ્બોધ આપ્યા.

## राम रावणनुं युद्ध.

વિષ્ણુ માટ શયન સ્થળમાં જેમ રે' શેષ આવી,
તેવી રીતે કપિયૂથ અને રીંછનાં વૃંદ ચાલી; ૫૦૦
સેતુ રસ્તે શ્રમ વિણ બધા જાય સિંધુ વટાવી,
લંકા પ્હોંચીઃ વિજય કરવા લંક પુરી ગજાવી.

માયામુંડ બનાવી જાનકી સતી પાસે જઇ રાવણે,
પરા યત્ન થકી કહ્યું પણ કશું સીતા ન હૈયે લહે;
સાચી રાવણને શિખામણ દઇ વિષ્ટિ કરી અંગદે,
કિંતુ વ્યર્થ જતાં કપિ અસુર સૈ સંગ્રામને આદરે.

ચોમાસે ભરપુર જેમ સરિતા ચાલી જતી હોય છે,
તેવી રીત થકી મહાનદ બની શોણિત પૂરે વહે;
મૂઆ કૈક કપિ અને અસુરની સંખ્યા હતી સામટી,
ને માતંગ તથા રણે હય તણી સંખ્યા અતિશે વળી. ૫૧૦

ભક્ષ અગાધ કર્યાં પછી કરી મદિરા પાન;
કુંભકર્ણ આવી રણે ગર્જ્યો કાળ સમાન.

"નથા હું તાડિકા હર બાણ, નથી હું દ્વિજ પરશુરામ;
કેના કનક મૃગ મારીચ નાના દુષણ ખર ન કપીશ.
ના હું વાળી વાનર જાત કે ના માનજો જડતાડ.
ના આ સિંધુ સમજો રામ ! કે સ્હેલાઇ બાંધો પાજ
સૌ છે તુચ્છ પ્રાણી માત્ર પામે નામ સુણતાં ત્રાસ;
જે છે અસુર સુરને સાલ એ આ કુંભકર્ણ અમાપ."

રણે પ્રભુ સન્મુખ જાય જેવો,
શરો થકી ઘાયલ થાય તેવો; ૬૨૦
પગો અને હસ્ત કપાઇ જાતાં,
પસ્તાય પૂરો મતિ મંદ થાતાં.

રવિ સમ પ્રકાશિત પ્રખર જ્યોતિ બ્રહ્મદંડ સમાં શરો.
શ્રીરામ ખેંચી ફેંકતા છે કુંભકર્ણ પરે શરો,
ઐદાસ્ત્રને અગ્નિસમાં સુરસાલને જઇને નડયાં,
દંષ્ટ્રા કરાલજ પ્હાડ સરખા મુંડના કટકા કર્યા.

ત્રિશૂર દેવાન્તક, નરાન્તક પુત્ર રાવણના મર્યા,
પછી ઇંદ્રજીત રણે ચડી સૌમિત્રી મૂર્છાવશ કર્યા,
કપિ સૈન્યમાં ભગાણ પડતાં ખબર રાવણને કહ્યા,
દશમુખ અતિશય હર્ષ પામ્યો, રામ શોક કરી રહ્યા ૬૩૦

"ટોળે ટોળાં નગર જનને માત સૌ પૂછશે કે—
સૌમિત્રી ક્યાં ? અવધપુર હું જઇ કહુ શું અરેરે !
પાંખો વિના ખગપતિ તણી શું દશા હોય ભાઇ !
થાતી મારી મણિ વિણ અહિની દશા જેમ ભાઇ !

નારી પુત્રો ભુવન જગમાં માન પાછાં મળે છે,
ચાલ્યુ જાએ કદી ધન બધું તોય પાછું મળે છે:
પાછી આવે સમય મળતાં રાજ્યગાદી ગએલી,
આવે સર્વે: પણ પ્રિય અરે ભ્રાતની આશ કેવી?"

વાણી આવી જગપતિ તણી સાંભળી સૈન્ય કંપે,
મારૂતિ ત્યાં શરપર ચઢી ઔષધિ સાથ આવે;
સૌમિત્રીને સુખ થઈ ગયુ ઔષધિ સેવતાં તો,
શાન્તિ રેલી કપિ સમૂહમાં પૂર્ણ ઉત્સાહમાં સૌ.

લીધું લક્ષ્મણે કર બાણ ફેંક્યુ શત્રુ દળ મોઝાર;
નાસે કૈક ઘાયલ થાય શત્રુ સૈન્ય પાછું જાય.
ગર્જ્યો ઇંદ્રજીત અપાર ખેંચી શક્તિ તીર કમાન;
ત્રાસે છે કપિ સમૂદાય લડવા હામ ચાલી જાય.

વાગે ભોગળો શરપૂર્ણ રાક્ષસ સૈન્ય થાતું ચૂર્ણ;
કરતા શોર ફેંકે શૈલ કપિઓ વૃક્ષને પણ તેમ.
રણમાં યુદ્ધ આવું થાય, બંને પક્ષ થાકી જાય;
લક્ષ્મણ બાણથી જય થાય, યોદ્ધો ઇંદ્રજીત હણાય. ૬૫૦

આવ્યો યુદ્ધ રાવણ રાય રાવણ સૈન્યમાં જયકાર;
બોલી વાનરો "જયરામ" ફેંકે શૈલ વૃક્ષ તમામ.

લડતાં રાવણ રાય હતો બેઠેલો રથમાં;
અને પ્રભુ શ્રીરામ પગેપાળા લડતા'તા.
લીલા અશ્વોયુક્ત સજેલા રથને પ્રેમે;
ઇંદ્ર રામશ્રી કાજ માતલી સંગે દે છે.

કવચ પહેરી અંગ ચડીને રથમાં બેસી;
સીતાપતિ સંગ્રામ કરે છે ક્રોધ જગાવી.
રાવણને શિર ભુજ હતાં ઝાઝાં તેથી તો;
સંગ્રામે લડતાંય અતિશયથી દેખાતો. ૬૬૦

શિવને અર્પી શીર્ષ ભક્તમાં શ્રેષ્ઠ ગણાયો;
ઉપાડી કૈલાસ હરાવ્યા'તા દિક્પાળો.
તે રાવણને રામ યુદ્ધમાં માન દઇને;
કરતા છે સંગ્રામ ક્રોધ વશ ઉભય થઇને.

અસ્ત્રે અસ્ત્ર કપાય વાક્યથી વાક્ય કપાયે;
ગદા શક્તિ પણ તેમ શસ્ત્રથી શસ્ત્ર હણાયે.
અર્ધચંદ્ર જઇ ગદા હણે છે રાવણ કેરી;
સૈનિકોનાં શીર્ષ વૃક્ષ સમ જાય કપાઇ.

અમોઘનું બ્રહ્માસ્ત્ર મંત્ર ભણી કરમાં લીધુ;
રાવણના વધ માટ ધનુપ શ્રીરામે ફેંક્યું. ૬૭૦
ધસ્યું જાય બ્રહ્માસ્ત્ર ખરા અંગારા પેઠે;
શત એકેથી થઈ ધનુપ છૂટે સર્વે તે.

પીડા નવ સ્હેવાય પડેલા ઘા જે જબરા;
પળમાં જયજય થાય શીર્ષ રાવણનાં પડતાં.
દશ મસ્તક વીશ ભુજ પડયાં છે સર્વે જૂદાં;
ચૌદ ચોકડી રાય હણ્યો છે રામે પળમાં.

પ્રભુ દરશન સાનિધ્ય દેહ દીધો છે ત્યાગી;
સૂર્ય બિમ્બની જેમ જાય વૈકુણ્ઠે પ્હોંચી.

હરખી સુર નર નાગ લોક પાળોનાં ટોળાં;
જય જય બોલી સર્વ પુષ્પની વૃષ્ટી કરતા. ૬૮૦
મારૂતિએ બાગ જઈ સીતાને આણ્યાં;
પ્રભુ "સ્વીકારૂં" કહે શુદ્ધ અગ્નિથી થાતાં.

## अग्नि शुद्धि.

"ચિતા પાસ જઇ સતી સ્તુતિ વડે બે હસ્ત જોડી કહે,"
સ્વામી રામ સિવાય અન્ય સમજ્યા મેં સર્વ મિથ્યા અરે;
હું સાધ્વી સતી અને અસતીનું સ્વામી કહે આળ જો,
હોઉં [1]શુદ્ધ સતી મનોમય વડે તો અગ્નિ રક્ષા કરો."

સીતા અગ્નિ પ્રવેશે ત્યાં મહર્ષિ કપિ દેવતા;
આબાલ વૃદ્ધ પર્યંત બધા વ્યાકુલ થઇ ગયા.
અલંકારો તથા માળા વાળ ઝાંખા નહિ થયા;
સોંપે અગ્નિ સીતાજીને સ્વર્ણાલંકાર શોભિતા. ૬૯૦

"અગ્નિ શિખા સમાં સત્ય છે અસ્પૃશ્ય સીતા ખરે;
નિષ્પાપી શુદ્ધ વૃત્તિનાં ધર્મશીલ પ્રભુ કહે."

હર્ષે વ્યાકુલ થઇ ખરા પ્રણયથી ભેટે પ્રભુ રામને,
ગાંધર્વો સુર કિન્નરો સરવને ઉલ્લાસની ધૂન છે;
વિષ્ણુના અવતારનું ફળ મળ્યું સંતોષ સાધુ લહે,
હેતુ સિદ્ધ થતાં અતિ હરખથી સૌ પુષ્પ વૃષ્ટિ કરે.

લંકા સોંપી વિભીષણ અને રાજ્યસત્તા દઇને,
સૌ સૌ સ્થાને સમૂહ કપિનાં કાર્ય અંતે વળાવે;

---

૧ કોઇ પણ પ્રકારના કલંક વિના.

મારૂતિ ને વિભીષણુ તથા અંગદાદિ મળીને,
આવે માતા, ભરત, પુરના લોકને ભેટવાને. ૭૦૦

## अयोध्यागमन ने राज्याभिषेक.

દેખી પુષ્પકને પ્રજા નિરખતી ઉલ્લાસની લ્હેરમાં,
"આવે રામ સીતા અને અનુજ સૈ"–એ ગર્જતા ધૂનમાં;
ગાઢા સ્નેહ થકી રહ્યાં વિરહમાં દુઃખો સહેતાં બધાં,
આળાં ઉર થએલ તે સ્વજન સૈ જોઇ રડી તો પડ્યાં.

પાયે દીનપણે પડી ભરત શ્રી સીતાપતિને કહે,
"પ્હેરી આ પ્રભુ પાદુકા, જનકના સ્વીકારશો રાજ્યને,"
માતા પાય નમી કરી, ભરતને આલિંગતા રામ છે,
સીતા લક્ષ્મણુ માતને જઇ નમેઃ લોકો પ્રભુને નમે.

મોટા સંઘ મળી ઋષિ મુની બધા આવી અયોધ્યા અને,
બેસારી સિંહઆસને મુગટને માથે ધરે રામને; ૭૧૦
ગાંધર્વો સુર કિન્નરો સમય આ સંગીત રૂડું કરે,
પોતે શ્રી કમળાપતિ નૃપ થયા ખામી પછી શી રહે?

ભૂમિપાક અતિ થતો, સુમનમાં હોતી સુગંધી ઘણી,
કોઇ કોઇ તણું ન બૂરૂં કરતાં, પર્જન્ય તંગી નહિ;
લોકોને સુખ સંતતિ તણું હતું, નિઃશોક સર્વે હતા,
ને ધર્મે મશગુલ સૈ જન હતા શ્રી રામના રાજ્યમાં.

ઋષિ મુનિ એક દિને મળીને,
આવી પ્રભુ પાસ બધા કહે છે;—

"અનુજ, માતા, સતી, આપ સર્વે,
સુખી નિહાળી મન હર્ષ રેલે. ૭૨૦

સૌભાગ્યથી શત્રુ વિના તમોને,
જોઇ ઉરે કૈં કંઇ થાય આજે;
બધા તણું શ્રેષ્ઠ નશીબ એકે,
સદ્વંશથી રાવણને હણ્યો છે."

અનેક આવી કરી વાતચિતો,
સિધાવતા સૌ નિજ સ્થાન પ્રત્યે;
પ્રજા સુખી તો નૃપતિ સુખી છે,
આ રામ રાજ્યે નવ દુઃખ કોને.

---

# उत्तर राम-रित.

---

## सीता त्यागः—सीता वनवास.

રાજા પ્રજાને: જન સર્વ કેરાં,
વહી ગયાં વર્ષ અનેક આવાં; ૭૩૦
પરંતુ હોયે દુઃખ સુખ અતે,
નભાવી મિથ્યા લવલેશ થાયે.

"નાના મોટા વશિભૂત કર્યા મર્કટો રીંછ ટોળાં,
જન્મ્યા પોતે જગપતિ અને સ્વાશ્રયે કાર્ય કીધાં;

સેતુ બાંધ્યો, દશમુખ હણ્યો, કાર્ય રૂડું કર્યું છે,
[1]રાખ્યાં કિંતુ જનક–તનયા શ્રેષ્ઠ એ ના કર્યું છે."

"ઘાટે ઘાટે નગર જન સૌ વાત આવી કરે છે,"
પૂછ્યાથી એ દુરમુખ કહે પૂર્ણ સંકોચ સાથે,
સુણી આવું દિલગીર થતા રામ બોલ્યા–"ખરૂ છે,
સાચી વાતો જન પદ કરે દોષ ના કોઇનો છે." ૭૪૦

"જે ત્યાગેલું અદ્દભુત શ્રમે તે ફરી આળ આવે,
વૈદેહિ તો દુષણ તજીને શુદ્ધ અગ્નિ થકી છે,
શું કલ્યાણી તુજ કર હવે પારધી હસ્ત સોંપુ ?
ગેબી ઘા આ અજબ ગણતાં દૈવ રૂઠયો ગણું હું.

જાણું છું કે જનક તનયા ત્યાગતાં પાપ મોટું,
પાળેલાની સમ પ્રિય ગણી ત્યાગવી તેહને શું ?
કેવી પીડા સમજ ન પડે રાજ્ય છે ભાર રૂપે,
ને મૃત્યુ છે અપયશ થકી શ્રેષ્ઠ એ રામ માને. ૭૫૦

પૂર્વજો સૂર્યવંશીના નિંદાયે હું થકી ખરે,
નિંદા બીજ થયો હું છું ધિઃક ધિઃક મને અરે !
ગમે એવાં પડે કષ્ટો કદિ પ્રાણ જતાં રહે,
પ્રજાને રાખવી રાજી શ્રેષ્ઠ એ નૃપ ધર્મ છે."

---

૧ રાવણને ઘેર સીતાજી રહી આવ્યા છતા શ્રી રામચંદ્રે તેનો રાણી તરીકે સ્વીકાર કર્યો. અગ્નિશુદ્ધિ રામને માન્ય હશે, પણ અમોને નથી આ લોકાપવાદઃ ધોબીના મહેણાનું પણ કેટલાક કહે છે–લોકાપવાદ દુરમુખ રામને ગુણોની તથા સ્વાશ્રયનાં કાર્યોની પ્રશંસા કર્યા પછી કહી બતાવે છે.

નિજ ભ્રાત લક્ષ્મણ ભરત શત્રુઘ્ન સમીપ બધું કહે,
" છે શુદ્ધ સીતા તોય ના લોકાપવાદ સહું હવે.
નવ કોઇ બોલો કાંઇ: લક્ષ્મણ જઇ સીતા વન ત્યાગજે,
વન પેખવા પૂર્વે કહેલું યાદ તે સૌ આપજે. "

અરુણ ઉદય થાતાં રાજધાની તજીને,
દિયર સહ સતી તો જાહ્નવી તીર પ્હોંચે;
કરુણ સમય જોઇ લક્ષ્મણે ધૈર્ય ત્યાગી,
દુખિત હૃદય સાથે અશ્રુ ધારા ચલાવી. ૭૬૦

"પૂર્ણ દુખી થતા કેમ? હર્ષને સમયે તમે;
શોકાતુર થતા શાને?" સતી સૌમિત્રીને કહે.

" તપસ્વિનાં સ્થાન બધાં ભમીને,
વસ્ત્રો અલંકાર દઇશ આ સૌ;
અધિર થઇએ નવ આમ શાણા
જશું રહી રાત અને અયોધ્યા."

"મૃત્યુ ભલું": લક્ષ્મણ આ થકી કૂહે,
"કાં નિંદશે લોક મને સદાએ;
વડીલ ધીમાન હતા ઘણાએ,
છતાં મને આ–પણ કાર્ય સોંપે." ૭૭૦

સતી બોલ્યાં " પ્રભુના આ વિયોગે નવ કાં બને ?
ભેદ ટાળી કહો સર્વે ધૈર્ય લેશ નહિ રહે."

"નગર જન બધાએ વાત[1] આવી કરે છે,
જનપદ ખુશી રે'વા સર્વ[2] આ કાર્ય થાયે;
તજીશ વન વિશે હું રામ આજ્ઞા થતાં તો,"
અતિશય દીન થાતાં લક્ષ્મણે ભેદ ટાળ્યો.

મૂર્ચ્છા જેવું ઘડી ઘડી થતું જાનકીને સુણી આ,
ત્નંભી દેવી ક્ષણભર પછી દીન વાણી કહે આ:
"શાં પાપો મેં પુરવ જનમે હોય કીધેલ પૂરાં,
કે જન્મી હું મનુષ ભવમાં દુઃખના ઓઘ સ્હેવા." ૧૮૦

"શુદ્ધ અગ્નિ થએલીનું ઉર શુદ્ધ સદાય છે;
[3]આમ તોએ પતિ ત્યાગે વજ્ર હૈયું કરી અરે!
સ્વામી સંગે રહી પૂર્વે વને કષ્ટ સહ્યાં હતાં;
એકીલું આ વને રહેતાં હવે તો સહેવાય ના."

સીતા ત્યાગ કર્યો કેમ? પ્રભુને આ ગમ્યું હશે?
પૂછશે સૌ ઋષિ આવું કહું શું સૌને અરે!
પ્રજાને ચાહે તે મમ પ્રિય પતિને કુશળ સૌ,
વૃત્તાંતોથી કે'જો ગુણહીન તજેલી વિસરજો;

---

૧ સીતા રાવણને ઘેર એકલાં રહ્યાં છતાં રામચંદ્રે સ્વીકાર કર્યો એ તો રામ રાજા થયા માટે સ્વીકાર કરે. પ્રજા જન એમ કરી શકે નહિ.

૨ ઋષિ આશ્રમ નજીકમાં અરણ્યમાં મૂકવાં કે પાછાં અયોધ્યા આવવા પામે નહિ વિ૦ વિ૦

૩ ગર્ભિણી છતાં.

પ્રણામો સ્વામીને સકળ પ્રિય માતા ચરણમાં,
અને ત્યાગી તોએ નિશદિન ભજું રામ વનમાં. ૭૯૦
પ્રભુ આજ્ઞા તમે માનો મને છે પણ માન્ય હા!
દુઃખી ત્યાગી ભલે જાઓ નમેરા થઇ સર્વદા."

નૃપી લક્ષ્મણજી ગયા સગરભા સીતા સતીને વને,
હૈયુ સ્ફાટીકની સમુ હતું છતાં ના લેશ જોયું અરે;
જોઇ આ જગ ખેલને રઝળતાં સર્વે અવસ્થા સ્મરી,
છાતી ફાટ રડે અતિ હૃદયના ઉદ્વેગ શોકે કરી.

"છો છે સ્વામીં કઠિન ઉરના ને પ્રજા પૂર્ણ ચાહે,
છો ને કષ્ટો અતિશય પડે આંખ આંસુ ન માએ;
ને આ હૈયું અતિ ફડફડી દોહ્યલાં દુઃખ પામે,
તો યે મારા હૃદયપટમાં રામ રે'જો સદાએ."—૮૦૦

"ઇચ્છે રાજા પ્રજાધર્મ પતિધર્મ સતી ઉરે;"
આમ બોલી સતી સીતા ગંગામાં પડતું મૂકે.

સીતાજીને આ સમય પછીથી પુત્ર બે પ્રસવ્યા હતા,
ગંગાજીએ રક્ષણ થવા વાલ્મીકિને સોંપ્યા હતા;
રૂપે, ગુણે, શિલ, સ્નેહના ભંડાર બે પુત્રો હતા,
લવકુશ નામ ધરાવી ઋષિ યજ્ઞોપવીત અપાવતા.

ભૂત પ્રાણી તણાં એને દેખીને કાળજાં ઠરે;
જન્મથી જૃમ્ભકાસ્ત્રોએ બંનેને પૂર્ણ સિદ્ધ છે.

શિખ્યા પૂરી અસ્ત્રને શસ્ત્ર વિદ્યા,
પાઠે કીધા શ્લોક રામાયણોના;- ૮૧૦
ઋષિ વિશે સર્વદા ભાવ રાખી,
રે'તા તોયે દિસતા રાજવંશી.

વિધવિધ રીતે સતી ધૈર્ય દઈ રાખ્યાં હતાં નિજ આશ્રમે,
નિર્દોષ સીતા પ્રણયથી મુખ "રામ રામ" જપી રહે;
ગુજર્યા સ્થિતિ આવી રહી દિન કૈક પુત્રો માતના,
ત્યાં સાંભળે પ્રભુ યજ્ઞ કરતા બ્રહ્મહત્યા ટાળવા.

મેધાશ્વનું રક્ષણ ચંદ્રકેતુ,
સેના લઈ સંગ ફરી કરેછે;
જીતી નૃપો કૈક નમાવીઆ ને,
વને પછી અશ્વ સમેત આવે. ૮૨૦

"રાવણને હણનાર રામ સરખો ક્ષત્રી ન કો સાંપડે.
સાતે ભૂવન લોક સાત સહુમાં શૂરો નથી અન્યરે!
એ ભૂપાળ અજીતનાં ધ્વજ અને છે અશ્વ એ ચિહ્નન આ,"
મોટા શોર બકોર આમ કરતા ને શૌર્યમાં આવતા.

આ બોલો લવકુશને અસરથી સંપૂર્ણ ઉશ્કેરતા,
ગર્જે કોપ કરી કહે "નવ ઘટે આ બોલતો બોલવા;
જાઓ દૂર તમે અહિં ગરવથી ના લેશ તો જીતશો,
આતો સિંહ શિશુ રણા: નવ ડરે છોને રણ્યા બાળકો."

ચંદ્રકેતુ દઈ આજ્ઞા સૈન્ય સજ્જ થવા કહે;
"વ્હાલા વીરા શૂરાઓ ! સૌ બતાવો મરદાઈને." ૮૩૦

અરસપરસ ફેંકે ક્રોધથી અસ્ત્ર શસ્ત્રો,
રઘુકુળ મણિ ધૂમે ચંદ્રકેતુ અનેરો;
અતિશય લવ ફેંકે બાણુ સંખ્યા વિનાતો,
અગણિત લડનારાઓ હતા તોય પ્હોચ્યો.

ગજ હય રથ બેઠા કૈક ને કૈક પાળા,
કમરકસીં બધાઓ યુદ્ધમાં ગર્જતા 'તા;
ધરણીવશ થયા કો, શિશ છેધાં ઘણાનાં,
અધિક અધિક યોદ્ધા થાય પૂરા અધુરા.

લવે કોપી પછી ફેંક્યાં જૃમ્ભકાસ્ત્રે અજીતેતા;
મૂર્છા પામી બધી સેના અને તેજ હણ્યાં લવે. ૮૪૦
અશ્વ બાંધ્યો ઋષિ પુત્રે સૈન્ય શાંત પડેલ છે;
વર્તમાનો ગયા આવા અયોધ્યા નગરી વિશે.

હનુમાન શત્રુહન વિજેતા સૈન્ય સાથે વન ધસે,
વન આવીને લડતાં દશાતો પ્રથમ જેમ થઇ રહે;
લક્ષ્મણુ હતા આવ્યા છતાં એ હાલ એના એહ છે,
ત્યાં રામચંદ્ર ગએલ શમ્બૂક મારવા તે ઉતરે.

સૌંદર્યના શિરોમણિ બે પુત્ર જોઇ રામના,
ઉરમાં થયું કૈં કૈં અને તવ પુત્ર પર મોહી રહ્યા;

પૂછ્યું "તમે છો પુત્ર કોના ? વંશ વિસ્તારી કહો,"
"ઋષિ આશ્રમે ઉછર્યાં છીએ" એ ઉત્તરે સંશય રહ્યો. ૮૫૦

સંગીત રામાયણ બધું સંભળાવતા લવકુશ છે,
પરિપૂર્ણ સંગીત સાંભળી સૌ રામ સહ વિસ્મય બને;
સંશય બધાનો ટાળવા શ્રી રામને વાલ્મીકિ કહે,
"તમ પુત્ર આ લવકુશ છે, નિર્મળ સીતા મમ આશ્રમે."

હર્ષાશ્રુથી પ્રભુ બંને પુત્રોને વળગી પડયા;
વ્હાલને સ્નેહનાં હૈયાં રડીને હળવાં થયાં.

આનંદ આનંદ થાયે બધાંને,
કુમારને પ્રેમ ભર્યાં નિહાળે;
સીતા સતી સર્વ સમક્ષ આવી,
કરે પ્રતિજ્ઞા જય રામ બોલી. ૮૬૦

" મનસાને કર્મણા વાચા શુદ્ધ જો રહી સર્વદા,
તારામાં તો સમાવી દે માતા પૃથ્વી ! વસુંધરા !'
ફાટી પૃથ્વી તુરત નીકળ્યું દિવ્ય સિંહાસન તે,
પૃથ્વી દેવી જનક તનયા લેઇ ખોળે ધરે છે;
સીતા દેવી રઘુકુળમણિ રામમાં લીન હોતાં,
દૃષ્ટિ સૌની ટકી નવ ટકી[1] ભૂમિ સીતા પ્રવેશ્યાં.

જોયું તે સૌ ખગ થઇ કહે "શું થયું શું થયુ આ ?
દેવો સર્વે "જય જય" કહી "ધન્ય સીતા" કહેતા;
રામે લજ્જામય થઇ જઇ શોક એવો કર્યો કે,
રોતાં રોતાં જડવત બન્યા : અન્ય મોહિત થાયે. ૮૭૦

---

૧ નીકળેલ સિંહાસન ઉપર બેસી પૃથ્વી માતા સાથે સૌ સમક્ષ રસાતળમાં ગયાં. ૨ જરા પણ.

પૃથ્વી પુત્રી હતાં સીતા ગયાં તે નિજ સ્થાનમાં;
કાર્ય સર્વે થયાં પૂરાં ઘટેના[૨] લવ શોક આ;
આદિત્યો વસુઓ રૂદ્રો મરૂતો વિશ્વદેવતા;
સુપર્ણો નાગસુરો સૌ પુષ્પ વૃષ્ટિ કરી રહ્યા.

ઋષિ સંઘ સાથે કુશ લવ આવ્યા અયોધ્યા યજ્ઞમાં,
આ તરફ "સીતા રામ જય જય" ઘોષવૃંદ કરી રહ્યાં;
મણિ, મોતી, ગાયો, વસ્ત્ર, સોનું દાન આપ્યા અધિક શું,
સહધર્મિણી કરીને સુવર્ણની પૂર્ણ યજ્ઞ કરે પ્રભુ.

અગ્નિષ્ટોમ, અતિરાત્ર, વાજપેય, અને વળી;
ગોસવ યજ્ઞ કર્યા રામે પ્રજા સુખ દઇ અતિ. ૮૮૦
સર્વ પુત્રો ગણી યોગ્ય રાજ્યભાર દઇ બધો;
કાળ સંગ કરી વાતો બ્રહ્મસંદેશ સાંભળ્યો.

ત્યાગ રામે કર્યાથી તો સૌમિત્રી સરયૂ ગયા;
પ્રાણાયામ કરી પોતે સ્વદેહે સ્વર્ગે ગયા.

શ્રીસીતાપતિને પ્રજા સહિત સૌ બંધુ સ્ત્રીઓ વાનરા,
આવર્તન પરબ્રહ્મનુ કરી રહી સર્યૂ તટે સૌ ગયાં;
માયા લોપ કરી ભૂભાર હર્ણીને વિષ્ણુ સ્વરૂપે થયા,
ને વૈકુણ્ઠ વિશે વિમાનથી લઇ નિર્વાણ પામ્યાં બધાં.

× × × ×

એક વચન તે રામ તણું કે'વાયે જગમાં,
એક પત્નીવ્રત રામ હજી પંકાયે જગમાં; ૮૯૦
એક બાણ તે રામ તણું કે'વાયે જગમાં;
નીતિમય તે રામ પ્રજા પાલક તે જગમાં.

ઋષિ ધર્મ તણું રક્ષણ કરી ચૌદ વર્ષ વનમાં વસ્યા;
ભૂભાર પૂર્ણ ઉતારવા સૂર્ય વંશ જન્મ્યા હતા.

અંશાવતારી શ્રીપ્રભુનું ચિંતવન પ્રેમે કરી,
સહુ આર્ય પાપ રહિત થઈને ભક્તિ પૂર્ણ કરે વળી;
જાગ્રત, સુષુપ્તિ, સ્વપ્નમાં રટતા રહે પ્રભુ રામને,
આ હેતુ સિદ્ધ થવા સહુને ચરિત રામ અમાપ છે.

× × × ×

નિષ્પાપ સીતાજી સતીને ધન્ય ધન્ય અનેક છે,
ને ભરત ભાવિક ભ્રાત લક્ષ્મણ મારુતિ સહુ ધન્ય છે;
આ ચરિત સાત્વિક ભાવથી શ્રી રામ રામ કહી મુખે,
ગાયે શિખે કે સાંભળે વૈકુણ્ઠ તેનો વાસ છે. ૯૦૨

× × × ×



